સમ્પૂર્ણ દુષ્ટવાદ રૂપી અન્ધકારને નષ્ટ કરનાર અને સુવર્ણદાનથી પોતાના આશ્રિતને જેમણે સુપાત્ર કર્યા છે, એવા અખૂટ સ્નેહથી પરિપૂર્ણ શ્રીવલ્લભકુલપ્રદીપ, પોતાના કિરણ પ્રભાવથી પ્રકાશમાન્ અને આશ્રિતોની દરિદ્રદશા દહનાર સત્ અને અસત્ માર્ગનો વિચાર કરનાર[1], એવા શ્રેષ્ઠ ગોસ્વામી **શ્રીજીવનલાલજી** મહારાજ વિરાજે છે.

જેની પાસે વેદાન્તશાસ્ત્ર, સાહિત્યશાસ્ત્ર, ઈત્યાદિક ઉત્તમ વિદ્યા અને લક્ષ્મી સાથે વસે છે, તે લક્ષ્મી—સરસ્વતીનો સાપત્ન્ય ભાવ છે, માટે જ કે શું? પ્રત્યેક ક્ષણે તેઓ એક બીજાથી પોતાના ગુણોનો ઉત્કર્ષ દેખાડે છે.

નિરન્તર સુરસ ભાવના (ઉત્તમ રસોનો સ્વીકાર), અથવા સુર (દેવ)ની સભાનું અવન (રક્ષણ) કરનાર, એવા **જીવન** અને જીવ એ બેમાં ન કારનો જ માત્ર ભેદ છે. પરન્તુ જીવનુ સર્વ કર્મ જીવન (પાણી) કરે છે મતલબ કે બધા જીવો (ભક્તો)નું જીવન (જીવવાનું સાધન) તે શ્રીજીવનલાલજી મહારાજ છે

વળી, જેમણે નવીન શ્લોકો કરવાની સ્ફુર્તિથી કીર્તિ સમ્પાદન કરી છે, અને જેની નવીન કાવ્ય ચમત્કૃતિ ઘણી સ્તુત્ય છે, અને વેદાન્તશાસ્ત્રરૂપી વનમાં કેસરી-સિંહની માફક ગર્જના કરે છે, એવા શ્રેષ્ઠ **શ્રીગોકુલાધીશજી** મહારાજ પ્રસિદ્ધ છે.

તેમજ બીજા દુર્જનોને શિક્ષા કરવા માટે દીક્ષા લેનાર, અને બુદ્ધિ સમુદાયના ભણ્ડારરૂપ, એવા (યદુનાથજી મહારાજ સુરતવાળા) બિરાજે છે એ સિવાય બીજા પણ શ્રીપરત્માની અનન્ય સેવા કરનાર (ગોસ્વામી બાલકો) છે.

તે સર્વેએ સદરહુ ૬૪ પ્રશ્નોની પત્રિકા કોઈક સ્થલેથી મેળવીને શ્રીજીવન-લાલજી મહારાજની મોટી હવેલીના બગીચામાં મળી, અવલોકન કરી.

તે પછી, એ સર્વ પ્રશ્નો અતિશય અસઙ્ગત છે, એમ જોઈને, તેને ઉત્તર આપવાની ઉત્સુકતા નષ્ટ થતાં, એક ક્ષણ વિચાર કરવા લાગ્યા.

પછી; પદ, વાક્ય, પ્રમાણને જાણનાર શ્રીજીવનાચાર્યજી મહારાજે, આગળ ઉભેલા મને એવી આજ્ઞા કરી કે—

આ પ્રશ્નો વિચિત્ર અર્થના અને વિચિત્ર સંસ્કૃતભાષામાં લખાયલા છે, માટે એનો ઉત્તર આચાર્યોના મુખથી આપવો ઉચિત નથી.

હાથીના ગણ્ડસ્થલની ખજવાળને દૂર કરવાનું જેનું પાણ્ડિત્ય છે, એવા કેસરી—સિંહના નખ, નાની ઉંદરડી ઉપર પડતા નથી,

માટે, અમારી આજ્ઞાથી તમે ઘણો વિસ્તાર ન કરતા, આ પ્રશ્નોનો ટૂંકો ઉત્તર વેદાદિશાસ્ત્રોથી ભરપુર એવા પ્રમાણોથી આપો;

---

૧ ગો૦ શ્રીજીવનલાલજી મહારાજ મુબાઈમા દરમાસે ગામપરગામના વિદ્વાનોને ભેળા કરી એક સભા કરતા હતા અને તેમા સર્વ શાસ્ત્રનો ઊહા પોહ કરાવી, સર્વનો સત્કાર કરતા હતા હાલના આચાર્યોમા તેવી શાસ્ત્રચર્ચા તથા વિદ્યાવિનોદની અભિરુચિનો અભાવ થવાથી તેવી ધર્મસભાનુ સ્વપ્નમાં પણ દર્શન દુર્લભ થયુ છે.

ઘણું કરીને તે સર્વ ઉત્તરોનો અર્થ સુબોધ જોઈએ, તેમાં તર્ક–કર્કશ–કલેશ ન હોય. આ સાંભળીને બીજા બધા ગોસ્વામી બાલકોએ શ્રીજીવનલાલજી મહારાજના વિચારને અનુમોદન આપ્યું.

આ તેઓની ગુણવતી ( માધુર્યાદિ ગુણોવાળી અને ગુણ એટલે દોરાવાળી ) આમોદસમ્પદાહેતુ ( આનન્દરૂપ સમૃદ્ધિના કારણવાળી તથા સુગન્ધ સમૃદ્ધિના કારણવાળી ) સુમનોનન્દિતા ( ઉત્તમ મનથી આનન્દિત કરેલી તથા ફુલોથી શોભાયમાન ) એવી ઉક્તિને પુષ્પમાળાની પેઠે માથે ચઢાવનાર, પોતાના પિતૃચરણ વિદ્વન્મણી **શ્રીઘનશ્યામ ભટ્ટજી**થી શાસ્ત્રદષ્ટિ સમ્પાદન કરનાર, હું **ગોવર્ધન શર્મા (શ્રીગટ્ટૂલાલજી)** યથામતિ આ લેખનો પ્રારમ્ભ કરૂં છું.

હંસ સત્પક્ષપાતી હોય છે, તેમ વિદ્વાનો નક્કી સત્પક્ષ ( સાચાપક્ષ ) નો સ્વીકાર કરનાર હોય છે. તે નાલીકવલ્લભા ( કમલતન્તુને ખાનાર અથવા જેને કપટ વહાલું નથી ), એવા વિદ્વાનો રાજહંસની પેઠે નીરક્ષીરનો વિવેક કરનાર હોય છે, માટે તેવા વિદ્વાનો આ મારી કૃતિમાંથી ગુણમાત્રનું ગ્રહણ કરો. દોષનો સ્વીકાર ન કરો, એમ હું ઈચ્છું છું.

## ગ્રન્થપરિભાષા

મુખ્ય પ્રશ્નો ૮ છે, પણ પ્રત્યેક પ્રશ્નમાં અવાન્તર આઠ આઠ પ્રશ્નો હોવાથી કુલ ૬૪ પ્રશ્નો થાય છે.

તે સર્વ પ્રશ્નોને સઙ્ખ્યાપૂર્વક લખીને એકેકનો ક્રમથી ઉત્તર અત્ર દર્શાવ્યો છે.

કારિકા (શ્લોક)માં સઙ્ક્ષિપ્ત ઉત્તર પ્રથમ આપ્યો છે અને તેના જ વિવરણનો ફરીથી પ્રમાણ પૂર્વક વિસ્તર કર્યો છે—

અને ઉત્તરને અન્તે તેનો અત્યન્ત સાર પણ શ્લોકરૂપે દર્શાવ્યો છે. આવો ક્રમ સર્વ ઉત્તરોમાં એક સરખો રાખેલો છે

કોઈ કોઈ સ્થલે તેમણે નહિ પૂછેલી એવી કેટલીક પ્રાસઙ્ગિક બાબતો પણ, પોતાના સિદ્ધાન્તની અનુકૂલતા માટે તથા ભવિષ્યમાં બીજા પ્રશ્નો ઉઠતાં અટકે તે માટે, ઉત્તરમાં નિરૂપણ કરી છે

આ ગ્રન્થ ઘણો મોટો છે, માટે નિરર્થક છે, એવી બુદ્ધિથી તેનો ત્યાગ ન કરવો કેમકે સજ્જનો હમેશા બીજાના શ્રમની નિરર્થકતા નષ્ટ કરવાની ઈચ્છા રાખનાર દયાળુ હોય છે, માટે તેઓને મારી પ્રાર્થના છે, કે—

આ ગ્રન્થ એકવાર પણ દષ્ટિગોચર કરવો, પછી તેનો વિચાર કરવો, જેથી તેમાં ગુણ કે દોષ જે હશે, તે, આપો આપ દેખાઈ પડશે. કેમકે, હાથના કઙ્કણની પરીક્ષા માટે આરસીની શી જરૂર ?

## હવે આઠ મુખ્ય પ્રશ્નમાંનો પ્રથમ પ્રશ્ન
## તમારો સમ્પ્રદાય કયો? તેમાં, સમ્પ્રદાય શબ્દનો અર્થ શો?
### ઉત્તર.

અથ[1] શ્રીહરિના ભક્ત, બ્રહ્મા, રુદ્ર વગેરે દેવોએ વેદમાંથી ભેદ, અભેદ ઈત્યાદિ ભેદ પૂર્વક જે બહાર કાઢેલુ, ઉત્તમ પરમ્પરાથી પ્રાપ્ત થએલું, સર્વ પ્રકારનો ઉત્કર્ષ જેમાં સામાએલો છે એવુ, શ્રીહરિમન્ત્રાદિકનું જે દાન, તેને જ અમે સમ્પ્રદાય કહિએ છીએ.

તેનો સ્પષ્ટાર્થ એવો કે, सम् અને प्र એ બે ઉપસર્ગની આગળ दा ધાતુને घञ् પ્રત્યય લાગતાં आत्तो युक् चिण्कृतोः એ સૂત્રથી युक् પ્રત્યય કરતાં સમ્પ્રદાયશબ્દ સિદ્ધ થયો છે. તેમાં दा ધાતુનો અર્થ દાન અને सम् એ ઉપસર્ગનો અર્થ સમ્યક્ રીતે એટલે ભગવાન્‌ની આજ્ઞાથી, તેમના બ્રહ્મરુદ્રાદિ ભક્તોએ, જીવો ઉપર દયાર્દ્ર અન્ત કરણ પૂર્વક, અનાદિસિદ્ધ વેદમાંથી બહાર કાઢીને પ્રવૃત્ત કરેલું અને શિષ્ય પરમ્પરાથી આવેલું મન્ત્રનું જે દાન તે સમ્પ્રદાય શબ્દનો અર્થ છે. બ્રહ્માદિકોએ સમ્પ્રદાયો પ્રવૃત્ત કર્યા છે, એ શ્રીશઙ્કરાચાર્યમતાવલમ્બી તમોને પણ સમ્મત છે કારણ કે શ્રીમચ્છઙ્કરાચાર્યજીએ પોતાના બૃહદારણ્યકાદિક ઉપનિષદ્‌ના ભાષ્યના આરમ્ભમાં, બ્રહ્મવિદ્યાના સમ્પ્રદાયને પ્રવૃત્ત કરનાર બ્રહ્માદિકને નમસ્કાર, અને વંશપરમ્પરાગત ઋષિઓને પ્રણામ, કરીને પછી સદ્ગુરુને નમન કર્યું છે. આ સર્વ વિચાર વિશેષે કરીને कियत्कालात्प्रवृत्तः ક્યારથી શરૂ થયો છે? એ પ્રશ્નના ઉત્તરમાં વિસ્તારથી કહીશુ प्र ઉપસર્ગનો અર્થ પ્રકર્ષ છે, હવે દાનનો પ્રકર્ષ એટલા માટે જ છે, કે તે દાન વેદમાંથી જ નીકળેલુ છે, તેનો જ સ્પષ્ટાર્થ એવો છે કે સર્વ વેદોનો પ્રમેયાર્થ બે કાણ્ડથી કહ્યો છે ૧ ધર્મ, ૨ બ્રહ્મ. કારણ કે ધર્મ અને બ્રહ્મએ બનેનું પ્રતિપાદન કરનાર જે અપૌરુષેય વાક્ય તેનેજ વેદ કહે છે. તે વેદમાં કહેલા સમ્પ્રદાયોમાં શિષ્યોને ઉપદેશદ્વારા ધર્મનું **પ્રદાન** કર્યું છે. કારણ કે જે પોતાનો ધર્મ જાણતો નથી, પણ જાણવાની ઈચ્છા રાખે છે. તેમણે મુનિ એવા ગુરુપાસે જવુ તે માટે સમ્પ્રદાયપ્રવર્તક ગુરુપાસે જવાનુ વેદમાં વિધાન છે. **ધર્મદાન,** સર્વ દાનોમાં શ્રેષ્ઠ છે, એમ શ્રુતિ, સ્મૃતિ અને પુરાણોમાં ઠેર ઠેર વારંવાર કહેલુ છે.

હવે **બ્રહ્મદાન** પણ તે તે વેદોક્ત મહામન્ત્રના ઉપદેશથી શ્રવણદ્વારા, મનન, નિદિધ્યાસન માટે ઉપયોગી છે. તે અથર્વણ વેદના કૈવલ્યોપનિષદમાં ભગવાન્ પરમેષ્ઠી (બ્રહ્મા) પાસે જઈને આશ્વલાયન ઋષિ બોલ્યા —મહારાજ! સત્પુરુષોએ નિરન્તર

---

૧ અથશબ્દ આરમ્ભમા અને इति સમાપ્તિમા મૂકવાનો વૈદિક નિયમ છે તે અથના અર્થો અમરકોષમા.—मङ्गलानन्तरारम्भप्रश्नकार्त्स्न्येष्वथो अथ મઙ્ગલાચરણ, અનન્તર, આરમ્ભ, પ્રશ્ન અને કાર્ત્સ્ન્ય (સમ્પૂર્ણતા) એમ બતાવ્યા છે આ ઠેકાણે તેમાના ઘણા ખરા લાગુ પડતા હોવાથી અથ શબ્દ વાપર્યો છે.

સેવેલી, અત્યન્ત ગુપ્ત એવી, અને જેના યોગથી સર્વ પાપ નષ્ટ થઇને, જ્ઞાની થઇને પરાત્પર પુરુષોત્તમની પાસે જવાય છે, એવી, બ્રહ્મવિદ્યા આપ મને ભણાવો તે આશ્વલાયનને બ્રહ્માએ કહ્યુ, શ્રદ્ધા, ભક્તિ અને ધ્યાન એનાથી તમે જાણો કારણ બ્રહ્મજ્ઞાન કર્મ કરવાથી, સન્તતિથી, કે દ્રવ્યથી, મલતુ નથી પરન્તુ તે સર્વનો ત્યાગ કરીને અનન્ય ભક્તિથીજ અમૃતરૂપ બ્રહ્મજ્ઞાન મળેછે. ગીતામાં કહ્યું છે કેઃ—

અનન્ય ભક્તિથી હું મળું છુ. અનન્ય ભક્તિથીજ હું મલવો શક્ય છું. શ્રીભાગવતમાં કહ્યુ છે કે, નિર્મલભક્તિથી શ્રીહરિ પ્રસન્ન થાયછે, બીજા કોઈ પણ સાધનથી પ્રાપ્ત થતા નથી ઈત્યાદિ શ્રુતિ, સ્મૃતિ અને પુરાણનાં વચનોથી, પરમેશ્વરની અનન્ય ભક્તિ કરનારનેજ તે મલે છે, એમ સંભળાય છે.

ભક્તપણું કોને પ્રાપ્ત થાયછે ? એ પ્રશ્નના ઉત્તરમાં કહ્યું છે કે, હે ઉદ્ધવ ! આત્મનિવેદન કરનાર મનુષ્યને, મેં કહેલા ધર્મથી મારાપર ભક્તિ ઉત્પન્ન થાયછે. વૈષ્ણવધર્મ શિવાય, સદ્‌ગુરુની કૃપા શિવાય, શ્રીવૈષ્ણવી દીક્ષા લીધા વિના, શ્રીભગવદ્‌ભક્ત કેમ થવાય ? ઇત્યાદિ શ્રીભાગવત, પદ્મપુરાણાદિકનાં વચનોથી વૈષ્ણવ-મન્ત્રોપદેશથીજ સાધ્ય એવી ભક્તિ કરનાર ભક્ત બનેછે મન્ત્રનો વિચાર પદ્મપુરાણ તથા ગૌતમીતન્ત્ર વગેરેમાં કહેલો છે તે એવો કે જે મન્ત્ર **સમ્પ્રદાય**થી રહિત છે, તે સર્વમન્ત્ર નિષ્ફલ છે. એમ સર્વ પ્રકારે સમ્પ્રદાયથીજ સાધ્ય જે મન્ત્રગ્રહણ, તે દ્વારાજ બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થાય છે.

વિવિધ ઉપનિષદો, સૂત્રો, ગીતા વગેરે શ્રવણ કરવાથી, બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થાયછે તે બ્રહ્મજ્ઞાન થવામાટે ગુરુપાસેજ જવું જોઇએ, એવો નિયમ કહ્યો છે. માટે પરમ્પરા પ્રાપ્ત સદ્‌ગુરુપાસે જઇને વેદાન્તજ્ઞાન સાંભળવું જોઇએ. શ્રવણ કરવાથી, મનન થાયછે, અને મનન થવાથી નિદિધ્યાસન ( નિરન્તર ધ્યાન ) થાયછે, તેવા ધ્યાનથી સમાધિ થતાં બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે. એ વાત સત્પુરુષોના રાજમાર્ગમાં અનેક ઉપનિષદોએ દોંડી પીટીને હજારો વખત સંભળાવી છે. એજ પૂરતુ છે. એ રીતે બ્રહ્મસાક્ષાત્કાર થવાનુ કારણ **સમ્પ્રદાય** છે અને તે સમ્પ્રદાયશબ્દનો અર્થ સર્વ દાન કરતાં ઉત્તમ દાન એજ છે. માટે યાજ્ઞવલ્ક્ય મુનિએ પોતાની સ્મૃતિના પ્રથમ અધ્યાયના દાનપ્રકરણમાં નાના પ્રકારનાં દાનોનું નિરૂપણ કરીને, છેવટે ગુરુપરમ્પરાના ઉપદેશથી આવેલુ, જેને **સમ્પ્રદાય** એવુ બીજુ નામ છે, એવું પરબ્રહ્મસમ્બન્ધી જ્ઞાનનું **પ્રદાન,** એ સર્વ દાનથી અત્યન્ત શ્રેષ્ઠ દાન છે એમ કહ્યુ છે.

સર્વદાન કરતાં અધિક, સર્વ ધર્મમય બ્રહ્મજ્ઞાન છે, તે આપનાર સદ્‌ગુરુ પોતે અક્ષય બ્રહ્મલોકને પામેછે. આ શ્લોકમાં **બ્રહ્મ** શબ્દ છે, માટે તેનો અર્થ વેદ ( શબ્દબ્રહ્મ ) માત્ર લેવો, એવી શઙ્કા કોઈએ ઉઠાવવી નહિ, કેમકે સ્મૃતિ ગ્રન્થોમાં પરમાત્મવાચક બ્રહ્મશબ્દથી વારંવાર વ્યવહાર કરેલો છે. તેની જ આગળ શ્રાદ્ધપ્રક-

રણમાં શ્રાદ્ધને યોગ્ય બ્રાહ્મણ કોણ? તેનો વિચાર ચાલતાં, વેદ જાણનારા બ્રાહ્મણ કરતાં, બ્રહ્મવેત્તા, તરૂણ શ્રોત્રિય બ્રાહ્મણ જુદો કહ્યો છે. માટે પરમાત્માનું જ્ઞાન સમ્પાદન કરનારને બ્રહ્મવિત્ કહે છે. તેમ જ આ ઠેકાણે પણ **બ્રહ્મ** શબ્દથી પરમાત્માનું જ ગ્રહણ થાય છે. માટે જ મનુસ્મૃતિના બીજા અધ્યાયના ૧૪૦ મા શ્લોકમાં કહ્યું છે કે—

જે દ્વિજ ગુરુ જનોઈ આપીને, તેને વેદ ભણાવે, એમ કહીને, સમ્પૂર્ણ વેદ અથવા તેની એક શાખા શીખવનારને ગુરુ કહીને, છેવટે શ્લોક ૪૪ મા શ્લોકમાં બ્રહ્મજ્ઞાનથી આપણા બેઉ કાનને જે ભરે છે તે, બ્રહ્મજ્ઞાનદાતા ગુરુ તેજ માતા અને તેજ પિતા જાણવો તેનો કદીપણ દ્રોહ કરવો નહિ. એવી રીતે સર્વ કરતાં બ્રહ્મજ્ઞાન-દાતા ગુરુનો ઉત્કર્ષ કહ્યો છે માટે બ્રહ્મજ્ઞાનનું દાન એજ **સમ્પ્રદાય** શબ્દનો ખરો અર્થ મહર્ષિ મનુએ પણ દર્શાવ્યો છે.

સામવેદની કૌથુમીશાખાના સાંહિતી ઉપનિષદ્‌ના ત્રીજા ખણ્ડમાં એ અર્થ સ્પષ્ટ છે માટે યાજ્ઞવલ્ક્ય સ્મૃતિમાં બ્રહ્મશબ્દથી પરમાત્માનુ ગ્રહણ છે. અથવા બ્રહ્મશબ્દથી વેદનું પણ ગ્રહણ તન્ત્રગ્રન્થથી સિદ્ધ છે અને ઉપનિષદાદિરૂપ વેદના ઉપદેશ દ્વારા પરમાત્માનુ જ્ઞાન થાય છે. તેમ જ સમ્વર્તસ્મૃતિમાં કહ્યું છે.

પોતાનાં પાપ નષ્ટ કરવાસારૂ નાના પ્રકારનાં શુભ દાનો કરવાં. એમ દાન પ્રકરણનો ઉપક્રમ કરીને કેટલાંક દાનો કહીને ભૂતોને (પ્રાણીઓને) અભયપ્રદાન કરવાથી સર્વ ઇચ્છા પૂર્ણ થાય છે આ ઉપરથી સર્વ દાન કરતાં અભયદાનનો ઉત્કર્ષ કહ્યો છે તે ઉત્કર્ષવાળું અભયદાન કયુ? પરબ્રહ્મની પ્રાપ્તિ કરાવી આપે તે જ. કેમકે, સર્વ પ્રકારના ભયનો અભાવ બ્રહ્મજ્ઞાનથી જ સાધ્ય છે, એવો વેદનો સિદ્ધાન્ત છે. માટે જ શ્રીભાગવતના ત્રીજા સ્કન્ધના ૭ મા અધ્યાયના ૪૦ મા શ્લોકમાં કહ્યુ છે કે સર્વ વેદ, યજ્ઞ, તપ, દાન, એ સર્વથી જીવને અભયદાનની એક કલા પણ પ્રાપ્ત થતી નથી, એમ મૈત્રેયે તત્ત્વજ્ઞાનની ઇચ્છા કરનાર **વિદુરે** કરેલા પ્રશ્નના ઉત્તરમાં કહ્યુ છે અને તેના ઉત્તરમાં બ્રહ્મપ્રાપ્તિ કરાવી આપનાર જે ઉપદેશ, તેથી જીવને અભયદાન મલે છે, એવું શ્રીધરસ્વામીએ વ્યાખ્યાન પણ કર્યું છે. એવી જ રીતે પાણીનું દાન કરનાર તૃપ્તિ પામે છે. અન્ન દેનાર અક્ષયસુખ પામે છે. એવી રીતે દરેક દાનમાં જે જે આપવાની વસ્તુ તેના દાનનું વિશેષ ફલ કહીને, છેવટે મનુમહારાજ બ્રહ્મજ્ઞાનનું દાન કરનારને શાશ્વત બ્રહ્મની પ્રાપ્તિ થાય છે એમ કહે છે. માટે આ ઉપરથી સર્વ દાન કરતાં બ્રહ્મજ્ઞાનદાન શ્રેષ્ઠ છે. માટે તેવું દાન એ જ સમ્પ્રદાય શબ્દનો ખરો અર્થ છે. પરાશર સ્મૃતિના પ્રથમાધ્યાયના શ્લોક ૩૭ ની માધવકૃત વ્યાખ્યામાં ભવિષ્યોત્તર પુરાણનું વચન છે, કે આર્તને અન્નદાન કરવું એવો ઉપક્રમ કરી, યાજકને સુવર્ણદાન આપવાથી, બ્રહ્મચારીને વિદ્યાદાન આપવાથી અને અનપત્ય (પુત્ર પુત્રી વિનાના પુરુષ) ને કન્યાદાન આપવાથી શ્રેષ્ઠ ગતિ મલે છે.

આ ઠેકાણે વિદ્યા એટલે બ્રહ્મપ્રાપ્તિ જેનાથી થાય છે તે ઉપનિષદ્મહામન્ત્ર સ્વરૂપી બ્રહ્મવિદ્યા જાણવી કારણ બ્રહ્મચારી, વાનપ્રસ્થ અને સંન્યાસી આ ત્રણ આશ્રમીને જે વિદ્યાદાન કરવાનું છે, તે વિદ્યાશબ્દનો અર્થ "यदेव विद्यया करोति" ઈત્યાદિ વેદવાક્યમાં બ્રહ્મવિદ્યા જે લીધી છે તેજ વિદ્યા જાણવાની છે. એ પ્રસિદ્ધ છે. માટે આ ઉપર એવી શઙ્કા થાય છે કે, ગૃહસ્થાશ્રમીને સમ્પ્રદાય એટલે મહામન્ત્રનો અધિકાર જ નથી કે શું? પરતુ ઊર્ધ્વરેતસ્ એટલે બ્રહ્મચારી, વાનપ્રસ્થ અને સન્યાસી, એ ત્રણને વિદ્યાદાન કરવાથી તેને બીજી કઈ વિશેષ પ્રવૃત્તિ ન હોવાથી મોક્ષરૂપ ફલસમ્પત્તિ જલદી પ્રાપ્ત થાય છે, માટે, તેને વિદ્યાદાન કરવાથી અધિક ફલ મળે છે, એવુ તે વચનનુ તાત્પર્ય છે. એ ઉપરથી ગૃહસ્થને મહામન્ત્ર દાન કરવાનો નિષેધ થતો નથી. કારણ ચારે આશ્રમીને સમ્પ્રદાયની આવશ્યકતા છે, એવો અર્થ किमाश्रमनिष्ठः, એ પ્રશ્નના ઉત્તરમાં વિસ્તારથી નિરૂપણ કરીશું. તે જ પ્રમાણે આર્ત ( પીડિત ) વગેરેને અન્નદાન કરવાની આવશ્યકતા કહેલી છે કારણ તેમાં ફલાધિક્ય છે, એ ઉપરથી આર્ત ન હોય, તેવાને અન્નદાન કરવાનો નિષેધ નથી. એવી જ રીતે અત્રિસ્મૃતિમાં શ્લોક ૩૧૬ કહ્યું છે કે.—

રેશમી વસ્ત્રનું દાન, સૂતરેલ વસ્ત્રનું દાન એવી રીતે સર્વ દાનનું નિરૂપણ કરીને છેવટે, શ્લોક ૩૨૮ માં સર્વદાન કરતાં વિદ્યાદાન એ અતિશ્રેષ્ઠ છે, તે દાન પુત્ર ઈત્યાદિક પોતાના સ્વજનોને અને નિષ્કપટી બ્રાહ્મણને આપવું તે આપનાર જો સકામ હોય તો, તેને સ્વર્ગપ્રાપ્તિ થાય છે અને નિષ્કામ હોય તો તેને મોક્ષ મળે છે. એ રીતે બ્રહ્મવિદ્યાના ફળનો ઉત્કર્ષ કહીને તેનો જ પર્યાયવાચક શબ્દ **સમ્પ્રદાય** છે, એમ દેખાડ્યું છે, માટે **સમ્પ્રદાય** એટલે મહામન્ત્રરૂપ બ્રહ્મવિદ્યાનું દાન, એ સર્વથી શ્રેષ્ઠ છે. એ મન્ત્રની જે શ્રુતિ છાન્દોગ્ય ઉપનિષદ્માં અધ્યાય ૩ ખણ્ડ ૧૧ મધુવિદ્યાને છેડે છે. ત્યાં કહ્યું છે, કે તે આ બ્રહ્મવિદ્યા બ્રહ્મદેવે ( દક્ષાદિ ) પ્રજાપતિને કહી છે. પ્રજાપતિએ મનુને કહી, મનુએ પ્રજાને કહી, તે આ બ્રહ્મવિદ્યા શ્વેતકેતુ નામના જ્યેષ્ઠ પુત્રને તેના પિતાએ કહી તે આ બ્રહ્મવિદ્યા પિતાએ જ્યેષ્ઠ પુત્રને નિરન્તર કહેવી. માત્ર તે પુત્ર વિનયી અને અન્તેવાસી ( પાસે રહેનારો શિષ્ય ) હોવો જોઈએ. બીજા કોઇને એ વિદ્યા આપવી નહિ. વિનયી કે અન્તેવાસી ન હોય તેવો બીજો કોઈ ગમે તેટલુ અધિક દ્રવ્ય આપે તોપણ તેને એ બ્રહ્મવિદ્યા આપવી નહિ. આ વાક્યથી પણ સમ્પ્રદાય શબ્દમાં રહેલા सम् ઉપસર્ગનો અર્થ પરમ્પરાથી આવેલુ બ્રહ્મવિદ્યાનું દાન એ સ્પષ્ટ કહીને, प्रशब्दથી જે આધિક્યરૂપી અર્થ એટલે સર્વદાનમાં શ્રેષ્ઠ એ કહ્યુ છે.

તે વિદ્યા શ્રેષ્ઠ કેમ છે? તે દર્શાવવા કહ્યું છે કે દ્રવ્યથી સમ્પૂર્ણ ભરેલી સમુદ્રવલયાઙ્કિત પૃથ્વીદાન કરતાં પણ, આ વિદ્યા મોટી છે. બૃહસ્પતિ સ્મૃતિમાં રાજાએ ૧૦૦ અશ્વમેધયજ્ઞ કર્યા પછી, પોતાના શ્રેષ્ઠગુરુ જે ભગવાન્ બૃહસ્પતિ તેને જઇને પ્રશ્ન કર્યો

કે હે મહારાજ કયુ દાન કરવાથી સર્વ પ્રકારનું સુખ પ્રાપ્ત થાય છે? એવુ અક્ષય અને મોટો અર્થ આપનાર એવુ જે મોટુ તપ હોય તે મને કહો એવી રીતે અક્ષય્ય રહેનાર, જે મહાર્થ તેના દાન વિષે ઇન્દ્રે પોતાના ગુરુ જે બૃહસ્પતિ તેને પ્રશ્ન કરતાં, તેના ઉત્તરમાં મહાબુદ્ધિમાન્ વાક્પતિ બૃહસ્પતિએ પૃથ્વી ઇત્યાદિક દાનની પ્રસંશા કરીને, કહ્યું કે મુખ્ય અતિદાન ત્રણ કહ્યાં છે ગાય, પૃથ્વી અને સરસ્વતી એ ત્રણ દાનો અનુક્રમે જપ, વાપન અને દોહન એ ત્રણના યોગથી દેનારને તારે છે એ ત્રણમાં પણ સરસ્વતીદાન ઉત્તમ કહ્યુ છે આ ઠેકાણે સરસ્વતીદાન એટલે પરમ્પરાથી આવેલુ ઉત્તમ શાસ્ત્રવિષયક બ્રહ્મજ્ઞાન એ જ સમ્પ્રદાય શબ્દનો વાચ્ય અર્થ છે એના મૂલભૂત કૌથુમીયશાખાના સાંહિત્ય ઉપનિષદ્ના ૩-૪ ખણ્ડમાં વિચારપૂર્વક એ વાત સ્પષ્ટ કરી છે, અને એ જ વાક્ય તે ઠેકાણે ચોથા ખણ્ડમાં જપ, વાપન અને દોહન ઇત્યાદિકનુ દાન કરનારાઓનો નરકથી ઉદ્ધાર થાય છે એવો શ્લોકના ઉત્તરાર્ધનો પાઠ છે, એમ દેખાય છે એવી જ રીતે, અર્થથી સમ્પ્રદાયના ઉત્કર્ષ બોધક વચનો સ્મૃતિ, અને પુરાણોમાં ઠેક ઠેકાણે ઘણાં મળે છે તે જોવાં મતલબ કે પરમ્પરાથી પ્રાપ્ત થએલું શ્રેષ્ઠ ભગવન્મન્ત્રાદિકનુ જે દાન એજ મોક્ષનુ સાધન છે માટે સર્વ કરતાં પ્રકૃષ્ટ ( શ્રેષ્ઠ ) ઉપદેશરૂપી જે સન્મન્ત્રદાન એ જ સમ્પ્રદાયશબ્દનો અર્થ છે

હવે, એવી શઙ્કા થાય છે કે મન્ત્રદાન કરવુ એ દાન થતુ નથી, કારણ દાનનું લક્ષણ, પોતાના સ્વામિત્વની નિવૃત્તિપૂર્વક બીજાનુ જે સ્વામિત્વ ઉત્પન્ન કરવુ તે છે એ ઠેકાણે શિષ્યને ગુરુએ મન્ત્રાદિકનો ઉપદેશ કરવાથી, ગુરુપાસેથી મળેલા તે મન્ત્રની સત્તા નીકળતી નથી જો ગુરુની મન્ત્ર ઉપરની પોતાની સત્તા નષ્ટ થાય છે, એમ માનીએ તો, તે ગુરુએ કરેલા જપનુ ફલ ગુરુને મલશે નહિ, અને બીજા શિષ્યને તે મન્ત્રનુ દાન પણ કરી શકશે નહિ, કારણ મન્ત્ર ઇત્યાદિક છે, તે સુવર્ણ વગેરે પદાર્થની પેઠે હાથમાં આપવા અશક્ય છે

એવી શઙ્કા બરાબર નથી ધર્મશાસ્ત્રમાં પોતાની કપોલકલ્પિત યુક્તિ છોડીને, માત્ર શાસ્ત્રને અનુસરીને વ્યવસ્થા કરવી યોગ્ય છે કારણ શાસ્ત્રમાં મન્ત્રોપદેશને દાનરૂપે પૂર્વે કહેલાં વચનોમાં સ્પષ્ટ ગણેલુ છે માટે ગુરુપાસેથી જે મન્ત્રાદિક શિષ્યને મલે છે, તે મન્ત્રપરનુ ગુરુનુ સ્વામિત્વ જો કે જતુ નથી તથાપિ તે મન્ત્રઉપર ઉપદેશદ્વારા શિષ્યની સત્તા ઉત્પન્ન થાય છે, અને એ જ પ્રકારનુ દાન ધર્મશાસ્ત્રમાં મન્ત્ર વિષે કહ્યુ છે, માટે તેનો આદર કરવો યોગ્ય છે માટે જ **યાજ્ઞવલ્ક્યે** આચારાધ્યાયના દાનપ્રકરણના શ્લોક ૧૫ માં કહ્યુ છે કે —

"સર્વ દાન કરતાં બ્રહ્મજ્ઞાન ઘણું શ્રેષ્ઠ છે, કેમકે તેમાં સર્વ ધર્મનો સમાવેશ થાય છે." તે ઉપર વિજ્ઞાનેશ્વરે ટીકાના વ્યાખ્યાનમાં કહ્યુ છે કે બ્રહ્મજ્ઞાનના દાનમાં

બીજાનુ સ્વત્ત્વ ઉત્પન્ન કરવું એટલુ જ દાન છે, કારણ ત્યાં ઉપદેશ કરનાર ગુરુની સ્વત્ત્વ નિવૃત્તિ કરવી અશક્ય છે

બીજી એવી શઙ્કા કરી છે કે સોનાની પેઠે હાથમાં આપી શકાતું નથી માટે મન્ત્રોપદેશ એ દાન નથી

તેનો ઉત્તર ત્યાંજ શ્લોક ૧૪ માં વાહન, વૃક્ષ, શય્યા અને પ્રિય એવા ક્રમથી પ્રિય શબ્દનું વ્યાખ્યાન કરતાં, તેનો અર્થ 'ધર્મ' એજ કહ્યો છે તેનુ પણ દાન કરવાને કહ્યુ છે હવે સોના વગેરે પદાર્થની પેઠે ધર્મનુ દાન હાથમાં આપવુ અશક્ય છે, માટે ધર્મદાનનો અસમ્ભવ છે, તેમ જ ભૂમિદાન પણ હાથમાં આપવુ અશક્ય છે બીજી સ્મૃતિમાં પણ ધર્મદાન કહ્યુ છે માટે પરમ્પરાથી આવેલુ ઉત્તમ મોક્ષ દેનાર અને પ્રકૃષ્ટ મન્ત્રાદિકનુ જે દાન એ જ સમ્પ્રદાય શબ્દનો અર્થ છે હવે અહી કોઈ પણ જાતની શઙ્કાને અવકાશ જ રહેતો નથી

સમ્પ્રદાયશબ્દની શક્તિ ઉત્તમ પ્રકૃષ્ટદાન એટલો અર્થ લેવાથી, સમ્પ્રદાય શબ્દની પ્રવૃત્તિ થવામાં કંઈ હરકત નથી, એમ છતાં, તેમાં પરમ્પરાથી આવેલો મન્ત્રાદિક ઉપદેશ પૂર્વક ઉત્તમ પ્રકૃષ્ટદાન એવો કરવાની શી જરૂર છે? કારણ તેમ કરવાથી શક્તિનો સઙ્કોચ થાય છે તેવો સઙ્કોચ કરવાને વિશેષ પ્રમાણ ન હોવાથી, તેમ કરવુ યોગ્ય નથી

એવી કોઈ શઙ્કા કરે તો તે ઠીક નથી. કેમકે અમરકોષના ત્રીજા કાણ્ડમાં, વર્ગ ૨ શ્લોક ૭ માં 'આમ્નાય' એ શબ્દ સમ્પ્રદાયના પર્યાયમાં આપ્યો છે. ત્યાં જ "રામાશ્રમી" "અમરવિવેક" ટીકામાં, પરમ્પરાગત ગુરુથી મળેલો જે સદુપદેશ તેનાજ **આમ્નાય અને સમ્પ્રદાય** એ નામ છે, એવુ વ્યાખ્યાન કર્યુ છે અમુક શબ્દની શક્તિ અમુક અર્થ ઉપર છે, એ વિષે શક્તિગ્રાહક પ્રમાણ વ્યાકરણ, કોષ, આપ્તવાક્ય અને વ્યવહાર અને વાક્યનો શેષ અને ટીકા ઇત્યાદિક છે તેમાં વ્યાકરણ સમ્બન્ધી વિચાર પૂર્વે જણાવ્યો કોષનુ પ્રમાણ હમણાં જ કહ્યું હવે આપ્તવાક્યનો વિચાર નીચેપ્રમાણે છે.

મુણ્ડક ઉપનિષદ્‌ના ભાષ્ય ઉપર ભાવાર્થદીપિકા નામની ટીકા વગેરે ગ્રન્થમાં વિદ્યાનો સમ્પ્રદાય ચલાવનારની પરમ્પરાનો સમ્બન્ધ અગાઉથીજ લઇને એમ કહ્યુ છે કે.—સમ્પ્રદાયને અનુસરીને, અને પૂર્વ અને પર શુ છે તેના સમ્બન્ધનો વિચાર કરીને, શ્રીશઙ્કરાચાર્ય, શ્રીધરસ્વામી વગેરેએ પોતાના ગ્રન્થમાં તેવાં તેવાં વચનોનો ઉલ્લેખ કર્યો છે અને તે પ્રસિદ્ધ જ છે અને વ્યવહાર પણ એવો છે કે, આ "સમ્પ્રદાય" વિષ્ણુસ્વામી સમ્પ્રદાય છે. જેમ રામાનુજ સમ્પ્રદાય સર્વ લોકપ્રસિદ્ધ છે, તેવોજ આ પણ છે પૂર્વે કહેલા સ્થલની વ્યાખ્યા કરતાં, "સુધાપ્રભૃતિ" અનેક ગ્રન્થની ટીકામાં એ સ્પષ્ટ કહ્યુ છે માટે સમ્પ્રદાય શબ્દની શક્તિ અમે કહેલા અર્થ વિષે છે, એ વિષે સંશયનો લેશ પણ રહ્યો નથી. માટે આ સમ્પ્રદાય શબ્દ યોગરૂઢ હોઇને સઞ્જ્ઞાવાચક છે.

હવે અમે કહેલા અર્થને અનુસરીને ૭૮ "વ્યાખ્યાસુધા" વગેરે ગ્રન્થોમાં ભાનુદીક્ષિત વગેરે પણ્ડિતોએ 'સમ્પ્રદાય' શબ્દનુ વ્યાખ્યાન **ભાવાર્થે** ઘઞન્ત પ્રત્યય લઇને કર્યુ છે બીજા કેટલાક પણ્ડિતો, ઉત્તમ રીતે જેનુ દાન કરાય છે, એવી વ્યુત્પત્તિ કરીને કર્મણિ ઘઞન્ત છે, એમ વ્યાખ્યાન કરે છે કેટલાક ઉત્તમદાન કરી શકાય છે, જેના યોગથી એવી करण વ્યુત્પત્તિ કરે છે પરન્તુ તેમ કરવાથી સમ્પ્રદાય શબ્દ સિદ્ધ થતો નથી કારણ તેવો કરણાર્થી ल्युट् પ્રત્યય થઇને **સમ્પ્રદાય** શબ્દ સિદ્ધ થતો નથી. વ્યાકરણ શાસ્ત્રમાં **બહુલ** ગ્રહણ છે માટે કદાચિત્ ઘઞ્ પ્રત્યય કરીને કરણાર્થ કાયમ રાખીને સમ્પ્રદાય શબ્દ તૈયાર કરવો, એ અગતિક ગતિ છે માટે તેવા અર્થની પ્રાચીન વિદ્વાનોએ ઉપેક્ષા કરી છે બીજુ એ કે "આપી શકાય છે જે" એવો અર્થ કર્યો એટલે "આપી શકાતો" મન્ત્રજ છે, માટે સમ્પ્રદાય શબ્દથી મન્ત્રજ આવશે એમ થાય તો, સમ્પ્રદાય સિવાય આવેલા મન્ત્રો વ્યર્થ છે એ વચનોનો વિરોધ આવશે અને બ્રહ્મા, રુદ્ર ઇત્યાદિક તે તે સમ્પ્રદાયના પ્રવર્તક આચાર્ય છે એવો જે વ્યવહાર છે, તેને વિરોધ આવશે હવે કોઈ કોઈ સ્થલે ઉપદેશ વિષયક જે વસ્તુ તે વાચક પણ સમ્પ્રદાય શબ્દ વાપર્યો છે, પરન્તુ તે શબ્દ, સમ્પ્રદાય શબ્દનો જે મુખ્ય અર્થ સાથે સમ્બન્ધ ધરાવનાર હોવાથી તે મન્ત્રને પણ લક્ષણાથી સમ્પ્રદાય કહ્યો છે જેમ ગાય, પૃથ્વી, સરસ્વતી એ અતિદાન કહ્યાં છે માટે અમે કહેલો જ સમ્પ્રદાય શબ્દનો અર્થ ઉત્તમ રીતે સર્વ સમ્મત છે, એમ સિદ્ધ થયુ કરણ વ્યુત્પત્તિ ઇત્યાદિકનુ ખણ્ડન કરવા વિષે અમારો આગ્રહ નથી

હવે એવી શઙ્કા આવશે કે સમ્પ્રદાય શબ્દના અર્થનો પ્રસઙ્ગ ચાલતાં વચમાં કારિકામાં "હરિમન્ત્રાદિ કર્મક" એમ કહેવુ અયોગ્ય છે શૈવ વગેરે સમ્પ્રદાયમાં પણ, સમ્પ્રદાય શબ્દનો વ્યવહાર છે તેમાં તમે કહ્યા પ્રમાણે સમ્પ્રદાય શબ્દનો અર્થ નથી, માટે તમારો અર્થ દૂષિત છે

એમ કોઈનુ કહેવું વ્યાજબી નથી. કારણ કે પ્રશ્ન કરતી વખતે તમારો સમ્પ્રદાય કયો? અને તમારા સમ્પ્રદાય શબ્દનો અર્થ શુ? એવો પ્રશ્ન છે. માટે તેમાં **તમારો** સમ્પ્રદાય એવું પદ મૂકયુ છે માટે, સર્વનામથી **પરામર્શ** (સમ્બન્ધ) થતો હોવાથી, વૈષ્ણવ સમ્પ્રદાય જ લેવો સયુક્તિક છે, માટે તેનું લક્ષણ કહેવુ યોગ્ય છે બીજા કેટ-લાક શૈવ વગેરે મતમાં સમ્પ્રદાય એ શબ્દ ઔપચારિક (લાક્ષણિક) છે કારણ પરમ્પરાથી શૈવ સમ્પ્રદાયનુ આચરણ કરવુ એ વૈષ્ણવ સમ્પ્રદાયમાં પ્રવેશ થવાના કારણરૂપ છે તેજ વાત બ્રહ્મપુરાણની સમાપ્તિમાં "માયાનુકીર્તન" અધ્યાયમાં શ્રીવેદવ્યાસે કહી છે —

"હે દ્વિજોત્તમ! આ લોકમાં મનુષ્યોની કર્મે, મન, વચન અને અન્તર્યામીની પ્રેરણાથી બીજા દેવો ઉપર જે ભક્તિ ઉપજે છે, તેથી કરીને હે મુનિયો! યજ્ઞ કરવાની

ઇચ્છા ઉપજે છે પછી તે સાધનપૂર્વક લક્ષ્મીની પ્રાપ્તિ માટે અગ્નિમાં દેવીનિમિત્તે હોમહવન કરે છે હોમથી અગ્નિ પ્રસન્ન થાય છે અગ્નિ પ્રસન્ન થયેથી શ્રીસૂર્યનારાયણથી ભક્તિ કરવાનુ મન થાય છે, તેથી તે નિરન્તર સૂર્યનુ આરાધન કરે છે સૂર્ય પ્રસન્ન થતાં, શ્રીશિવજીની પૂજા કરવાની ઇચ્છા થાય છે પ્રયત્ન અને વિધિપૂર્વક શિવપૂજનથી શિવ પ્રસન્ન થાય છે શિવ પ્રસન્ન થતાં, અવ્યય, જગન્નાથ, શ્રી વાસુદેવ નામક કેશવ પરમાત્માની સેવા કરવાની ઇચ્છા થાય છે અને તે સેવાથી ભોગ અને મોક્ષ બને મલે છે

માટે મુખ્યત્વે કરીને વૈષ્ણવ સમ્પ્રદાય ઉપર જ સમ્પ્રદાય શબ્દની પ્રવૃત્તિ છે, એમ કહ્યુ છે માટે સમ્યક્ (ઉત્તમ) પ્રકૃષ્ટ (શ્રેષ્ઠ) દાન "તે મન્ત્રાદિકનુ શ્રુતિમૂલક દાન" એવો **સમ્પ્રદાય** શબ્દનો અર્થ, પ્રાચીન વિદ્વાનોએ કહ્યો છે

**પ્રથમ પ્રશ્નોત્તર સમાપ્ત.***

---

* ૧ થી ૬૪ પ્રશ્નોમા શાસ્ત્રાર્થને જ મુખ્ય માનેલો હોવાથી કેવળ ગુજરાતી વાચનારને તેનો ઉપયોગ નથી માટે અમે કેવલ પ્રશ્ન અને છેવટનો જવાબ એટલાનો જ સક્ષેપ કરીને વૈષ્ણવોની જાણને માટે ગુજરાતીમા તાત્પર્યમાત્ર લખ્યુ છે

હરિશંકર શાસ્ત્રી.

## આઠ પ્રશ્નોપૈકી પ્રથમ પ્રશ્નમાં—

પ્રથમ પ્રશ્ન

**સમ્પ્રદાયના કેટલા ભેદ છે ?**

ઉત્તર—

શુ તમારો આ પ્રશ્ન સર્વ જ સમ્પ્રદાયોની સઙ્ખ્યા વિષે છે કે વૈષ્ણવસમ્પ્રદાયોની સઙ્ખ્યા વિષે પ્રશ્ન છે ?

જો, સર્વ જ સમ્પ્રદાયોની સઙ્ખ્યાનો આ પ્રશ્ન હોય તો, વૈષ્ણવ, હૈરણ્યગર્ભ, શૈવપ્રભૃતિ અનન્ત સમ્પ્રદાયો છે તે શાસ્ત્રમાં અને લોકમાં તે તે સ્થલે પ્રસિદ્ધ છે

જો, કેવલ વૈષ્ણવસમ્પ્રદાયોની સઙ્ખ્યા વિષે પ્રશ્ન હોય તો—

ચતુર્ભુજ એવા વિષ્ણુ ભગવાન્‌ની ભુજાની છાયામાં સ્થિતિ કરવાથી સુનિર્ભય એવા ચાર સમ્પ્રદાયો, મહામાયાના ભયને દૂર કરનારા છે (૧) રુદ્ર, (૨) લક્ષ્મીજી, (૩) બ્રહ્માજી અને (૪) સનકાદિક આ ચાર જગત્‌નો ઉદ્ધાર કરનારા આચાર્યોએ, ક્ષીરસાગરમાં પોઢતા એવા અને દયાના સાગરને જેમણે નિજ સ્વરૂપમાં લીન કરેલો છે એવા પ્રભુની પાસેથી તે મેળવી પ્રસિદ્ધ (પ્રકાશ) કરેલા છે. દ્વાપરયુગના અન્તે ભગવદિચ્છાથી કાપાલિકાદિક, બૌદ્ધ અને બ્રહ્મવાદ ઇત્યાદિવડે દેવોએ તે સમ્પ્રદાયોને શિથિલ કર્યા શ્રીવિષ્ણુસ્વામી, રામાનુજ, મધ્વ અને નિમ્બાર્કે અવતાર ધરી ફરીથી તેમનું સમર્થન કર્યું આ ચાર સમ્પ્રદાયો મુખ્ય છે. બીજા તે તે સમ્પ્રદાયોપર જ આધાર રાખનારા હોવાથી ગૌણ છે, કે જે પ્રકાશાનન્દ વગેરે અનન્ત સમ્પ્રદાયો છે. એ સત્સમ્પ્રદાયો જગત્‌માં જય પામે છે

તેથી,

સત્સમ્પ્રદાયના ભેદ ચતુઃસમુદ્રરૂપી કાંચીને ધારણ કરતી ધરિત્રી ઉપર પ્રસિદ્ધ છે તેઓ ચારે પુરુષાર્થોનું દાન કરવા સમર્થ છેઃ જેમાં ચારે વેદની શ્રુતિ પ્રમાણ છે.

**બીજો પ્રશ્ન**

**શા માટે? (સમ્પ્રદાયો શા માટે છે?)**

**ઉત્તર—**

બ્રહ્મજ્ઞાનના શ્રવણથી સર્વ કર્મની સમૃદ્ધિ થાય છે. છેવટે ફલ–સાધન–રૂપા ભક્તિ અને મુક્તિ પ્રાપ્ત થાય છે આ એક જ અર્ગલા વિનાનુ (હમેશ ઉઘાડું) મોક્ષનું દ્વાર છે વૈષ્ણવત્વનો ઉદ્ભવ મન્ત્રોપદેશથી થાય છે આચાર્યના શાસનથી (ઉપદેશથી) વેદના સર્વ ધર્મ નિયત થાય છે (એક બીજાનો બાધ કરતા નથી). તેથી સર્વ જગત્ નુ સ્વધર્મત (સ્વધર્મકર્તૃક) રક્ષણ થાય છે આ પ્રકારના મુખ્ય પ્રયોજનો, પ્રભુએ સમ્પ્રદાય પ્રકટ કર્યા તેમાં છે બીજા પણ ગૌણ પ્રયોજનો હજારો છે સમ્પ્રદાયોને પ્રકટ કરવામાં પ્રભુના અનન્ત પ્રયોજનો છે સર્વ પ્રકારના સત્ફલોની પરમ્પરાવાળા સમ્પ્રદાયોના સન્તાનને–વિસ્તારને–મારે કેટલો વર્ણવો ?

વિદ્વેષીઓના રોષના પોષણ માટે, સારા વિદ્વાનોના સન્તોષ માટે, અજ્ઞાનીઓનો મોહ દૂર કરવા માટે— થોડાંક મે બતાવ્યા છે જ

**ત્રીજો પ્રશ્ન**

**તે સમ્પ્રદાયો કયા કયા વૈલક્ષણ્યથી સમ્મત છે?**

**ઉત્તર—**

આ તમારો પ્રશ્ન જ અયુક્ત છે. તમે અહી જિજ્ઞાસાબોધક किम् શબ્દ વાપર્યો છે, તેનો વૈલક્ષણ્યમાં સામાન્યાધિકરણ્યે અન્વય થાય જ્યારે વૈલક્ષણ્ય, અસાધારણ ધર્મ છે. केन શબ્દ ત્રીજી વિભક્તિનો હોવાથી પ્રયોજકત્વ તૃતીયાનો અર્થ છે. તેમાં પ્રકૃતિ किम् શબ્દના અર્થનો આધેયતા સમ્બન્ધે અન્વય થાય પ્રત્યયાર્થ જે પ્રયોજકતા તેનો સમ્મતશબ્દનો એકદેશ જે સમ્મતિ તેમાં નિરૂપકતા સમ્બન્ધે અન્વય થાય. હવે કયા પ્રકારની સમ્મતિ માટે તમે પૃચ્છા કરી છે– તેનો સ્પષ્ટપણે બોધ થતો ન હોવા છતાં પ્રકરણને અનુસરીને સમજાય છે કે–તે તે સમ્પ્રદાયને અનુયોગી અને પરસ્પર પ્રતિયોગી ભેદવિશિષ્ટ સમ્મતિ માટે તમે પૃચ્છા કરેલી હશે પૂર્વવાક્યમાં તમે ભેદશબ્દ ગ્રહણ

કર્યો છે તેથી ભેદશબ્દથી ગ્રહણ કરાયલા તે તે સમ્પ્રદાયવિશેષના વિષયવાળી, તાદૃશસમ્મતિપ્રયોજિકા, સાધારણ ધર્મવિષયિણી, તમારી બુભુત્સા છે. ત્યારે સાંભળો—

સમ્પ્રદાયોમાં ઘણાં પ્રકારનુ વૈલક્ષણ્ય છે. આચારમાં, ચિહ્નમાં, સાધનમાં, ફલમાં, ભક્ત્યાદિકના પ્રકારોમાં અને સિદ્ધાન્તોમાં વિસ્તાર સાથે વૈલક્ષણ્ય છે જેમ કે તુલસીકાષ્ઠની માલા કેટલાક સદા કંઠમાં ધારણ કરે છે, જ્યારે બીજા કેવલ પૂજાદિક અવસરે જ ધરે છે. તે જ રીતે ઊર્ધ્વપુણ્ડ્ર, મુદ્રા અને સેવાના પ્રકારોમાં ઘણા પ્રકારભેદો છે તે તેતે ગ્રન્થોમાં દેખાડ્યા છે જ શુદ્ધાદ્વૈત, દ્વૈત, વિશિષ્ટાદ્વૈત, દ્વૈતાદ્વૈત એ રીતે સિદ્ધાન્તોમાંયે વેદની શ્રુતિઓના નિર્ણયથી પરસ્પર વિલક્ષણતા, ઘણા વિસ્તાર સાથે તેતે સમ્પ્રદાયના ગ્રન્થોમાં છે. આવા ભેદો અનન્ત છે અત્યન્ત વિસ્તારના ભયથી તે સર્વ અહીં વર્ણવી શકાય નહિ. જો તમારી બહુ જ ઉત્કટ જિજ્ઞાસા હોય તો પણ તે સર્વનું વૈલક્ષણ્ય એક સ્થળે ન જ વર્ણવી શકાય તે માટે તમારે તેતે સમ્પ્રદાયના આચાર્યો પાસે શરણે જઈ શિષ્યત્વ પ્રાપ્ત કરીને તેતે ગ્રન્થોનો સારો અભ્યાસ કરવો અને વૈલક્ષણ્ય જાણી લેવુ. સાત્ત્વિકાદિક ભેદથી નાના પ્રકૃતિના જીવ છે—તે સર્વનો ઉદ્ધાર તેતે પ્રકારના યોગ્ય ઉપદેશથી થાય છે. એ રીતે સર્વ સમ્પ્રદાયોનો અવિરોધ પણ થાય

(આ સ્થલે યદ્યપિ પ્રશ્નકાર કેવલ તેતે સમ્પ્રદાય માટે વૈધર્મ્યવિધયા પ્રશ્ન કરે છે, તથાપિ ભારતમાર્તણ્ડે વૈધર્મ્ય ઉપરાંત સાધર્મ્ય પણ દેખાડી આપ્યુ એ જ ભારતમાર્તણ્ડની મહત્તા છે વિપક્ષી દ્વેષબુદ્ધિવાળો છે જ્યારે સિદ્ધાન્તીને તેનો સ્પર્શ પણ નથી. આ પદ્ધતિને વાદીને નિગ્રહસ્થાનમાં લાવવા માટે સારા પણ્ડિતો સ્વીકારે છે.)

**ચોથો પ્રશ્ન**

**આ ભેદોમાં તમારી સમ્મતિ છે કે નહિ?**

ઉત્તર—

વેદશાસ્ત્રથી વિરુદ્ધ ન હોય તેવા ભેદોમાં સમ્મતિ છે જ પણ વેદશાસ્ત્રથી વિરુદ્ધમાં કોઈ પણ આસ્તિકની સમ્મતિ ન જ હોઈ શકે લોકોના ખેદરૂપી અરણ્યોના દાવાનળ એવા વેદમૂલક માર્ગભેદમાં સમ્મતિ છે જ

**પાંચમો પ્રશ્ન**

**જો સમ્મતિ છે તો તેમ આચરણ કેમ નહિ?**

ઉત્તર—

વેદને અનુસરતા ભેદોમાં અમારી સમ્મતિ છે, તો પણ અમને અમારા ધર્મથી જુદા ધર્મનુ આચરણ ઇષ્ટ નથી જેમ કર્મના વિધિનિષેધોથી સર્વ જ આસ્તિકોના સ્વ અને ઇતર ધર્મ પરસ્પર ભિન્ન છે તેતે શાખાના પાઠો અને તેતે કલ્પસૂત્રોમાં કહેલા કર્મો હોવા છતાં અને તેમાં સર્વની સમ્મતિ હોવા છતાં જેમ સ્વશાખાપૂર્વક અધ્યયન અને સ્વશાખીય કર્મ જ ઉક્ત છે, તેમ અમારે માટે પણ અમારા સમ્પ્રદાયનો આચાર જ ઇષ્ટ છે

એ રીતે સમ્મતિ હોવા છતાં અન્ય સમ્પ્રદાય કે અન્ય ધર્મની કૃતિ પ્રાપ્ત નથી તમે જે પ્રશ્ન પૂછ્યો છે તે તમારી ચાતુરી છે

**છઠ્ઠો પ્રશ્ન**

**જો સમ્મતિ નથી તો ભેદ શા માટે માનો છો?**
**(છઠ્ઠા પ્રશ્નનો પહેલો ભાગ)**

વૈદિક સમ્પ્રદાયોમાં સમ્મતિ જણાવી છે, હવે, આ અવૈદિક સમ્પ્રદાયો માટે હેતુનો પર્યનુયોગ (બુદ્ધિપૂર્વક ખણ્ડન કરવા માટે જ કરેલો પ્રશ્ન) સર્વથા વૃથા છે. કારણ કે અમારી સમ્મતિ વૈદિકસમ્પ્રદાયોમાં તો છે જ. જો તમે વિકલ્પવાળા બન્ને પ્રશ્નમાં હેતુ જાણવા.ઇચ્છો છો તો તેવો હેતુ વેદશાસ્ત્રવિરોધરૂપ જણાવ્યો છે. તેથી આ પ્રશ્ન ઉત્તરને યોગ્ય નથી

આ પ્રશ્ન માર્ગકુલમાં કલહાકુલતા જાણવા માટે કલાથી (યુક્તિથી) રચવામાં આવ્યો છે, પણ તેથી સારા માણસો વૃથા કલહ શા માટે કરે? (અર્થાત્ અમારે કોઈ સમ્પ્રદાયને અવૈદિક કહીને વૃથા કલહ શા માટે વ્હોરી લેવો? જેમાં વેદશાસ્ત્રનો વિરોધ હોય તે અવૈદિક સમ્પ્રદાય છે આટલુ કહેવુ જ બસ છે.)

પ્રશ્નનો બીજો ભાગ

**શું એ ભેદ વર્ણનિષ્ઠ છે?**

ઉત્તર—

આ પ્રશ્નમાં किम् શબ્દ પૃથક્ પદ છે કે સમસ્ત? પૃથક્ પદ માનીને સમ્પ્રદાય વર્ણનિષ્ઠ છે કે નહિ એવી જિજ્ઞાસા છે કે સમાસાન્ત એક પદ માનીને કયા વર્ણમાં નિષ્ઠા છે એવો અર્થ કરી સમ્પ્રદાયકૃત વર્ણવિશેષ કયો છે એમ પૃચ્છા છે?

જો किम् પદને પૃથક્ માનીને પૃચ્છા કરી હોય તો—વર્ણવિશિષ્ટ મનુષ્યોમાં સમ્પ્રદાયની પ્રવૃત્તિ હોવાથી જે વસ્તુ પ્રત્યક્ષસિદ્ધ છે તેનો, સંશયનું સ્વરૂપ ઘડતાં, અભાવકોટિમાં ઉદય ન થતો હોવાથી અને સંશય એ એકધર્મિક–વિરુદ્ધકોટિદ્વયાવગાહિ–જ્ઞાનરૂપ હોવાથી સંશય જ ઉત્પન્ન થતો નથી, ત્યારે આ પ્રશ્ન વ્યર્થ છે.

હવે, અગ્રિમવાક્ય (किमाश्रमनिष्ठः)ના અનુસન્ધાનથી એમ જણાય છે કે ધર્મ બે પ્રકારના પ્રશ્નકર્તાને અભિમત છે, (૧) વર્ણધર્મ અને (૨) આશ્રમધર્મ, ત્યારે, ભગવન્મન્ત્રગ્રહણ અને ભગવત્સેવાદિ સમ્પ્રદાયધર્મો વર્ણધર્મ છે કે આશ્રમધર્મો છે, એ જાણવા માટે પ્રશ્ન છે, જો એમ હોય તો કહીએ છીએ—

ધર્મોનુ દ્વૈવિધ્ય એ રીતે શાસ્ત્રને સમ્મત નથી. કારણ કે વર્ણધર્મ કે આશ્રમધર્મ ઉપરાંત પણ જાતિધર્મ, કુલધર્મ, દેશધર્મ ઇત્યાદિ ધર્મોનું વર્ણન પણ તે તે સ્થલે શાસ્ત્રોમાં મળે છે. વળી, "વર્ણ, આશ્રમ અને ઇતરના જે ધર્મો છે, તે, અમને સર્વ જ કહો" આ યાજ્ઞવલ્ક્યસ્મૃતિના પ્રશ્નવાક્યમાં મિતાક્ષરાકાર વિજ્ઞાનેશ્વર છ પ્રકારના ધર્મો જણાવે છે (૧) વર્ણધર્મ, (૨) આશ્રમધર્મ, (૩) વર્ણાશ્રમધર્મ, (૪) ગુણધર્મ, (૫) નિમિત્તધર્મ અને (૬) સાધારણધર્મ તેમાં સમ્પ્રદાયધર્મો એ સાધારણધર્મ છે. કારણ કે સમ્પ્રદાયને સમ્મત એવા તુલસીકાષ્ઠમાલાધારણાદિક આચારો ઘણુંકરીને સર્વ વર્ણમાં સાધારણ છે. વિજ્ઞાનેશ્વરે પણ અહિંસા–શૌચ–આચારાદિકને સાધારણધર્મમાં કહીને તેનુ આચરણ આચાર્ય-

કરણપૂર્વક જ કહ્યું છે. આ આચાર્યકરણ સામ્પ્રદાયિક ગુરુને શરણે જવારૂપ છે જો ઉપનયનકાલિક આચાર્યનુ ગ્રહણ કરાય તો તેવા આચાર્યની ઉપસત્તિ સ્ત્રીશૂદ્રાદિક કરી શકે નહિ તેથી અહિંસાદિ સાધારણધર્મ ન થઈ શકે વળી, બાહ્ય અને આન્તર એમ બન્ને પ્રકારનુ શૌચ કેવલ સમ્પ્રદાયથી જ લભ્ય છે.

એ રીતે સ્વધર્મના શિક્ષણાર્થે, ભગવદ્ભક્તિની સિદ્ધિ અર્થે, પોતપોતાના અધિકારને અનુસરી બ્રહ્મજ્ઞાન અર્થે અને મુક્તિ અર્થે, અને તેના મૂલભૂત–ભગવન્મન્ત્રગ્રહણને અર્થે પણ ચારે વર્ણોએ સમ્પ્રદાયનું સેવન કરવુ આથી જ પ્રભુની ભુજાની છાયાથી નિર્ભય એવા સર્વવર્ણનિષ્ઠ સમ્પ્રદાયો બ્રહ્મર્ષિઓએ શાસ્ત્રોમાં વર્ણવ્યા છે

**સાતમો પ્રશ્ન**

**જો વર્ણનિષ્ઠ હોય તો સમ્પ્રદાયપૂર્વક વર્ણ છે કે વર્ણપૂર્વક સમ્પ્રદાય છે?**

ઉત્તર—

તમે સમ્પ્રદાયપૂર્વક અને વર્ણપૂર્વક શબ્દો વાપર્યા છે, તો તે તમારૂ પૂર્વત્વ શુ? (૧) અવશ્ય–રચિત–નિયતવૃત્તિત્વ, કે (૨) પૂર્વકાલિકત્વમાત્ર? જો પ્રથમ પક્ષ ઇષ્ટ હોય તો–"વેદાન્તકૃત્ અને વેદવિદ્ હું છુ" એમ ભગવાન્ શ્રીમુખે કહેતા હોવાથી સમ્પ્રદાય ભગવત્કર્તૃક હોવાથી, અને વર્ણો પણ "બ્રાહ્મણ આ વિરાટ્પુરુષનું મુખ છે, બાહુ ક્ષત્રિય છે", "મુખ, બાહુ, ઊરુ અને પગથી બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર ઉત્પન્ન થયા" ઇત્યાદિ શ્રુતિસ્મૃતિથી ભગવત્કૃત વર્ણ પણ હોવાથી, સૃષ્ટિના આરમ્ભમાં વર્ણ અને સમ્પ્રદાય ભગવત્કૃત હોવાથી એ બેમાંથી એક–બેમાંથી એકનું કારણ હશે એમ શઙ્કા બાલકને પણ થતી નથી. તેથી આ પ્રશ્ન અત્યન્ત અયુક્ત છે

હવે, જો, સર્વવર્ણને પણ આવશ્યક એવા વૈષ્ણવ સમ્પ્રદાય તમને સમ્પ્રદાયશબ્દથી ઇષ્ટ છે, તો, સમ્પ્રદાયના ગ્રહણથી જ તેમને તેતે વર્ણવૈશિષ્ટ્ય છે કે

પ્રથમત તેતે વર્ણવૈશિષ્ટ્ય અને પછી સમ્પ્રદાય એમ તમારા પ્રશ્નનો અર્થ થાય ત્યારે આવો જ પ્રશ્ન તમારે માટે કેમ પ્રવૃત્ત ન થાય? દ્વિજમાત્રાધિકારક એવા ગાયત્રીમન્ત્રના ઉપદેશથી જ દ્વિજત્વસિદ્ધિ કે દ્વિજત્વપૂર્વક ઉપદેશ? તેમ જ સર્વ જ વર્ણને બલાત્કારે ભસ્મ—રુદ્રાક્ષાદિધારણરૂપ શિવદીક્ષાના ચિહ્નધારણનો આગ્રહ કરનાર એવા તમારા પણ મતમાં તેના ધારણપૂર્વક વર્ણ કે વર્ણપૂર્વક ધારણ એવો સામો પ્રશ્ન થાય જ માટે તમારે જાતે જેનો જવાબ આપવાનો છે, એવા તુલ્યયોગક્ષેમવાળા પ્રશ્નના તમારા પોતાના જ ઉત્તરથી સન્તોષ પામો, એ જ પુરતુ છે

એ જ રીતે દ્વિતીય પ્રશ્ન (પૂર્વકાલિકત્વમાત્ર)નો પણ જવાબ છે.

પ્રભુ નિત્ય હોવાથી, પ્રભુએ પ્રત્યેક બ્રહ્માને અને પ્રત્યેક કલ્પ કે સૃષ્ટિકાલમાં જ સર્જ્યાં છે, તેથી કાંઈ તે એક બીજાનું કારણ થઈ શકે નહિ છતાં તેમ કહેનારનુ કથન આકાશપુષ્પના સુગન્ધ સમાન છે આથી વર્ણો પણ સમ્પ્રદાયપૂર્વક નથી અને સમ્પ્રદાયો પણ વર્ણપૂર્વક નથી

**સાતમા પ્રશ્નનો બીજો ભાગ**
**શું આશ્રમનિષ્ઠ છે?**

ઉત્તર—

આ પ્રશ્નમાં પણ પહેલાની પેઠે किम् એ બુભુત્સાબોધક પદને જુદું માનીને સમ્પ્રદાયથી ઉપલક્ષિત તેતે ધર્મો આશ્રમધર્મ છે કે નહિ? એવી જિજ્ઞાસા છે કે સમ્પ્રદાયની કયા આશ્રમમાં નિષ્ઠા છે એમ બહુવ્રીહિ સમાસ માનીને સમ્પ્રદાયકૃત આશ્રમ વિશેષ કયો છે? એવી પૃચ્છા છે? અહી પણ પ્રથમ કલ્પમાં किं वर्णनिष्ठः એ પ્રશ્નના જેવો જ સમાનયોગક્ષેમ પ્રશ્ન હોવાથી, તેના ઉત્તરથી જ આ પ્રશ્ન પણ દત્તોત્તર છે જો દ્વિતીય કલ્પ હોય તો પ્રથમ કલ્પમાં જણાવ્યુ તેમ સામાન્યધર્મ હોવાથી—આનો યે જવાબ મળી જ જાય છે. તથાપિ કહીએ છીયે કે—

ભગવન્મન્ત્રગ્રહણ, ભગવત્પૂજન, વેદચિન્તન, એક પક્ષના અવલમ્બનથી અતૃષ્ણા–શમ–દમ વગેરે, બ્રહ્મજ્ઞાન, પછી મુક્તિ અને સુનિર્મલ કૃષ્ણભક્તિ એ સર્વે જ આશ્રમોમાં છે તેથી આ ધર્મોની સર્વાશ્રમનિષ્ઠતા તેતે સમ્પ્રદાયોમાં મહર્ષિઓએ સ્પષ્ટપણે જણાવી છે અને તે જ રીતે સર્વે જ સચ્છાસ્ત્રથી હર્ષિત થનારા જાણે છે

એ રીતે મેં પણ સર્વ સત્સમ્પ્રદાયોમાં રહેનારા વૈષ્ણવોની સર્વ આશ્રમોમાં અત્યાવશ્યકતા કહી છે

આઠમો પ્રશ્ન

**જો આશ્રમનિષ્ઠ હોય તો આશ્રમપૂર્વક સમ્પ્રદાય કે સમ્પ્રદાયપૂર્વક આશ્રમ?**

ઉત્તર—

અહીં પણ પૂર્વત્વ એટલે કારણત્વ વિવક્ષિત છે કે પૂર્વકાલિકત્વમાત્ર? પ્રથમ પક્ષ (કારણત્વ) યોગ્ય નથી ઉપર કહ્યુ તેમ અને હવે કહેવાશે તેમ "વેદાન્તકૃત્ અને વેદવિદ્ હુ છુ" "પ્રથમ વેદના શબ્દોથી જ પૃથક્ સસ્થા બનાવી" ઇત્યાદિ ગીતા અને મનુસ્મૃતિ જેમ પ્રમાણમૂર્ધન્ય એવા ગ્રન્થોના સેંકડો વચનોથી સમ્પ્રદાયો ઈશ્વરે જ પ્રકટ કર્યા છે એમ સિદ્ધ થતુ હોવાથી અને એ જ રીતે આશ્રમોનું પણ ભગવત્કૃતત્વ હોવાથી—

જેમને પ્રજા નથી એવા આશ્રમો (બ્રહ્મચર્ય, વાનપ્રસ્થ અને સન્યાસ) એ ત્રણ પ્રભુના ત્રણ ચરણ ત્રિલોકીથી બહાર છે અને એક ચરણ જે ગૃહસ્થાશ્રમ તે ત્રણે લોકમાં છે. એમ દ્વિતીય સ્કન્ધમાં કહ્યુ છે અને એકાદશ સ્કન્ધમાં પણ—"મારા (પ્રભુના) જઘનમાંથી ગૃહસ્થાશ્રમ, હૃદયમાંથી બ્રહ્મચર્યાશ્રમ, વક્ષઃસ્થલમાંથી વાનપ્રસ્થાશ્રમ અને મસ્તકમાંથી સન્યાસાશ્રમ પ્રકટ થયા છે" કહેલુ હોવાથી એ આશ્રમો પ્રભુએ જ કર્યા છે એમ નિશ્ચય થતો હોવાથી, તેમ જ એકમાં બીજાને કારણ માની શકાતુ ન હોવાથી—આ તમારો પ્રશ્ન અસ્થાને છે.

દ્વિતીય પક્ષ સ્વીકારતા હો તો, સમ્પ્રદાય અને આશ્રમ એ બન્ને પણ પ્રભુએ સૃષ્ટિના આરમ્ભકાલમાં જ પ્રકટ કરેલા હોવાથી તેઓ સમકાલિક સિદ્ધ થાય છે તેથી તેમાંથી એકને પૂર્વકાલિક કહેવુ યોગ્ય નથી.

અથવા આશ્રમનું ગ્રહણ કર્યા પછી સમ્પ્રદાયનું ગ્રહણ થાય કે સમ્પ્રદાયનું ગ્રહણ કર્યા પછી આશ્રમનું ગ્રહણ થાય? એવી જ જો વિચિકિત્સા હોય તો અમે બન્નેનો સ્વીકાર કરીએ છીએ કારણ કે તે અનુભવ-સિદ્ધ છે ગૃહસ્થાશ્રમમાં, બ્રહ્મચર્યાશ્રમમાં અનુષ્ઠિત સમ્પ્રદાયધર્મનુ ઉત્તરકાલિકત્વ છે અને ગૃહસ્થાશ્રમનું વાનપ્રસ્થાશ્રમમાં અનુષ્ઠેય સમ્પ્રદાયધર્મનું પૂર્વકાલિકત્વ છે જ એવી રીતે બધું સમજી લેવુ જો એમ માનો તો બ્રહ્મચર્યાશ્રમમાં સમ્પ્રદાયનું પૂર્વકાલિકત્વ આવતુ ન હોવાથી દોષ પ્રાપ્ત થાય પણ આ દોષ નથી "બાલ્યા-વસ્થાથી જ હરિભક્તિ" ઇત્યાદિ વાક્યોથી સર્વ શિષ્ટોમાં જન્મપ્રભૃતિ હરિભક્તિનો સ્વીકાર હોવાથી અને ધ્રુવ, પ્રહ્લાદાદિમાં અત્યન્ત બાલ્યાવસ્થાથી જ સમ્પ્રદાયગ્રહણ-પૂર્વક ભગવદ્ભક્તિ પુરાણોમાં પ્રસિદ્ધ હોવાથી દોષ આવી શકે નહિ ખરી રીતે તો પ્રશ્નકર્તાએ પણ્ડિતતા દેખાડવા પૂરતી જ ધૂર્તતા વાપરી છે

ઉપર જણાવેલા આ આઠે પ્રશ્નો અજ્ઞાનીઓને કષ્ટ દેનારા અને શિષ્ટોને ઉપહાસ દેનારા છે આ પહેલો પ્રશ્ન અનિષ્ટ છે. તેનો જવાબ આપ્યો છે



# હવે દ્વિતીય પ્રધાન પ્રશ્ન

**કેટલા સમયથી પ્રવૃત્ત છે ?**

ઉત્તર—

અહી कालात् પદથી જણાતા પ્રભૃતિ પદના યોગે પઞ્ચમી વિભક્તિ છે. अपादाने पञ्चमी આ સૂત્રમાં कार्तिक्याः प्रभृति એમ મહાભાષ્યનો પ્રયોગ હોવાથી પ્રભૃતિ—આરભ્ય—વગેરે પદનો યોગ હોય તો પઞ્ચમી થાય એમ સ્વીકાર્યું છે, તેથી अवधित्व પઞ્ચમીનો અર્થ થયો હવે જિજ્ઞાસાબોધક किम्‌થી घप्रत्ययનિષ્પન્ન પરિમાણવાચક वतुप्‌થી कियत् શબ્દ સિદ્ધ થયો છે, તેનો સામાનાધિકરણ્યે કાલમાં અન્વય થાય. તેથી સમ્પ્રદાય—પ્રવૃત્તિ—અવધિભૂત—કાલથી આરમ્ભી—વર્તમાન-કાલપર્યન્ત—કાલનિષ્ઠ—પરિમાણ (સઙ્ખ્યાવિશેષ—વિશિષ્ટ—સમ્વત્સરયુગાદિરૂપ (કાલગણના) પ્રશ્નકારને જિજ્ઞાસિત છે એમ જણાય છે. તેના ઉત્તરમાં અમે જણાવીએ છીએ કે—

અનાદિસિદ્ધ એવા વેદોક્ત સમ્પ્રદાયો અનાદિ છે તેથી કાલની પ્રવૃત્તિનો પ્રશ્ન, અનાદિ વસ્તુને માટેનો, ત્યાં ઉચિત નથી સમ્પ્રદાયો કલ્પે કલ્પે હરિની ઇચ્છાથી જગત્‌ની સૃષ્ટિ સાથે જ પ્રવર્તે છે તે (સમ્પ્રદાયો) વેદની પેઠે સિદ્ધ જ છે જ્યારે જગત્‌નો લય થાય (ભગવત્સ્વરૂપમાં તિરોભાવ થાય) ત્યારે તે (સમ્પ્રદાયો) પણ તિરોધાન પામે તેથી વૈષ્ણવ સમ્પ્રદાયો અનાદિકાલિક છે અનાદિસિદ્ધ એવા વેદમાં કહેલા છે કલ્પે કલ્પે પ્રવર્તે છે બ્રહ્મ—રુદ્રાદિ દેવોએ, નારદાદિ વૈષ્ણવોએ અને પૂર્વે થયેલા અન્ય પ્રાક્તન મહર્ષિઓએ તેમનુ સેવન કર્યું છે

**બીજાનો પહેલો પ્રશ્ન**
(નવમો પ્રશ્ન)

**ઘણા સમયથી જો (સમ્પ્રદાય) પ્રવૃત્ત હોય**

ઉત્તર—

ખરેખર તેં મનુસ્મૃતિ જ જોઈ છે, બીજુ કાંઈ જોયું નથી. કારણ કે તુ વેદોક્તસમ્પ્રદાયોમાં મન્વાદિ—અદ્દૃ-

**મન્વાદિક ગ્રન્થોમાં (સમ્પ્રદાયો) મન્વાદિ ગ્રન્થોમાં દેખાતા ન હોવાથી અને મન્વાદિ ગ્રન્થોથી તે (સમ્પ્રદાયો) વિલક્ષણ હોવાથી કેમ પ્રમાણ હોઈ શકે?**

ષ્ટતા કહે છે આ પ્રશ્નમાં સ્વરૂપાસિદ્ધ બે હેત્વાભાસો તેં કહ્યા છે, તેથી તારો આ પ્રશ્ન દત્તોત્તર છે સમ્પ્રદાયો, પ્રમાણમૂર્ધન્ય એવા વેદાદિમાં વર્ણિત છે, હરિએ તે પ્રવર્તાવ્યા છે, તેઓ અનાદિ છે "કેમ પ્રમાણ હોઈ શકે" અહી બે હેત્વાભાસને આશ્રય હોવાથી તારો આ પ્રશ્ન, શાસ્ત્રો જોયા ન હોવાથી કે દ્વેષથી છે એમ અમને જણાય છે

બીજાનો બીજો પ્રશ્ન
(દશમો પ્રશ્ન)

**જો સમ્પ્રદાયો થોડા સમયથી પ્રવર્ત્યા હોય, તો ધર્માદિનિર્ણય, તેનો વિધિ અને તેનાં ફલો સર્વત્ર (શાસ્ત્રોમાં) મળી આવતા હોવાથી (સમ્પ્રદાય) કેમ પ્રવર્ત્યો?**

ઉત્તર—

અહી યદિના અર્થવાળા ચેત્ અવ્યયથી, થોડા સમયથી પ્રવૃત્તિપક્ષવાળો જ આ પ્રશ્ન તમને ઇષ્ટ છે એમ જણાય છે અમે તો ઘણા સમયથી સમ્પ્રદાયો પ્રવર્ત્યા છે એમ (સમ્પ્રદાયો) વેદસિદ્ધ હોવાથી સ્વીકારીએ છીએ. પ્રશ્નના બે પક્ષ થયા તેમાં પ્રથમ પક્ષનું વેદાદિથી સમર્થન થતાં ઉત્તર મળી જાય છે આ પ્રશ્નમાં ઉપલભ્યમાનત્વાત્ આ પદ સાથે અન્વિત થતા ધર્માદિ નિર્ણય, તેનો વિધિ અને તેનાં ફલો આ પદોમાં ષષ્ઠી વિભક્તિનો પ્રયોગ જોઈએ, તે ઠેકાણે પ્રથમા વાપરી છે, તે કદાચ તમે ઘણા આર્ષ ગ્રન્થો વાંચ્યા છે તેથી આર્ષ પ્રયોગ હશે! ભલે હો, આવાં સસ્કૃત ભાષાનાં તમારાં કૌશલ્યો (?) આ પ્રશ્નોમાં ઘણી જગ્યાએ છે જ તેઓ નજરે પડતાં જ વિદ્વાનોને સ્વત· સમજાઈ જાય છે, તેથી અમે પારકા છિદ્રોનું ઉદ્ઘાટન કરતા નથી.

ધર્માદિનિર્ણય, તેનો વિધિ અને વેદમાં જણાવેલાં, તેનાં ફલ લોકોને જણાવીને જ અને લોકોને જ્ઞાન અને ભક્તિમાં પ્રવૃત્ત કરવા માટે જ પ્રભુએ ધરાનો ઉદ્ધાર કરવા ધુરન્ધર એવા સમ્પ્રદાયો પ્રકટ કર્યા છે

બીજાનો ત્રીજો પ્રશ્ન
(અગ્યારમો પ્રશ્ન)

**વળી, વેદ–પુરાણ–ઇતિહાસમાં પુષ્કલરીતે ધર્મનિર્ણય અને તેનો ફલ-**

ઉત્તર—

આનો જવાબ એમ અપાય—

એક એક રજુ કરેલા પ્રશ્નોથી જ આ પ્રશ્નની ગતાર્થતા થઈ જતી હોવાથી, માત્ર પોતે કલ્પેલી પ્રશ્ન-

**નિર્ણય છે જ, ફરીથી નવી રીતે અને અશાસ્ત્રીય રીતે (સમ્પ્રદાયનું) શું પ્રયોજન છે?**

સઙ્ખ્યાની પૂર્તિને માટે જ આ પ્રશ્ન છે. ઉપરના પ્રશ્નોમાં અને આ પ્રશ્નમાં છે કાંઈ વિલક્ષણતા? કે જેથી સામ્પ્રદાયિક રીતિમાં નવનત્વ અને અશાસ્ત્રીયત્વનો ઉપક્ષેપ કર્યો?

સમ્પ્રદાયો અનાદિ એવા વેદથી સિદ્ધ છે, અનાદિ છે, ઉદ્ધાર કરનારા પ્રભુએ શ્રુતિથી પ્રવર્તાવ્યા છે, તેમાં, નવીનત્વ અને અશાસ્ત્રીયત્વ કહેનાર, તુ પરબ્રહ્માદિથી પણ પોતાની જાતને પ્રાક્તન માનનારો જણાય છે શુ તને વેદાદિમાં શાસ્ત્રત્વ માન્ય નથી? જો એમ ન હોય તો વેદે જણાવેલામાં તુ અશાસ્ત્રીયત્વ કેમ કહી શકે.

**બીજાનો ચોથો પ્રશ્ન**
(બારમો પ્રશ્ન)
**આચાર્ય કોણ હોય?**

**ઉત્તર—**

શુ અહી સમ્પ્રદાયપ્રવર્તક—આચાર્યલક્ષણ ઇષ્ટ છે કે તદ્વ્યક્તિવિશેષ? જો સમ્પ્રદાયપ્રવર્તક—આચાર્ય-લક્ષણ વિવક્ષિત છે તો—

સારસઙ્ગ્રહમાં પદ્મપુરાણનું વચન છે કે—

અસઙ્ખ્યશાખાઓનું અધ્યયન કરનાર અને સર્વ યજ્ઞોમાં દીક્ષિત હોય કે મોટા કુલમાં ઉત્પન્ન થયો હોય તો પણ અવૈષ્ણવ ગુરુ ન થઈ શકે જે વૈષ્ણવ એ મન્ત્રો આપે તે ભવબન્ધનો વિનાશક આચાર્ય છે એમ જાણવુ

અમારી આચાર્યપરમ્પરા—

**आदौ श्रीपुरुषोत्तमं पुरहरं श्रीनारदाख्यं मुनिं**
**कृष्णं व्यासगुरुं शुकं तदनु विष्णुस्वामिनं द्राविडम् ।**
**तच्छिष्यं किल बिल्वमङ्गलमहं वन्दे महायोगिनं**
**श्रीमद्वल्लभनाम धाम च भजेऽस्मत्सम्प्रदायाधिपम् ॥**

(૧) શ્રીપુરુષોત્તમ, (૨) મહાદેવજી, (૩) નારદમુનિ, (૪) કૃષ્ણ, (૫) ગુરુવ્યાસ, (૬) શુકદેવજી, (૭) વિષ્ણુ-સ્વામી, (૮) તેમના શિષ્ય મહાયોગી બિલ્વમઙ્ગલ, અને (૯) શ્રીમદ્વલ્લભાચાર્યજી એ રીતે શાણ્ડિલ્ય-સંહિતામાં પણ જણાવી છે. આ પરમ્પરા પરમાત્મ—

પુરુષોત્તમપુરઃસર છે, ચિરકાલથી ચાલી આવી છે, ચરાચરને અભીષ્ટ, પૃથ્વીપર ભક્તિમાં તત્પર છે શ્રીગોપીપતિથી શરૂ થાય છે, વિષ્ણુસ્વામી તેનું ( પરમ્પરાનુ ) મધ્ય છે અને તે છેક શ્રીમદાચાર્યચરણ શ્રીમદ્વલ્લભાચાર્યજી પર્યન્ત છે

**બીજાનો પાંચમો પ્રશ્ન**
( તેરમો પ્રશ્ન )
**તેમાં (ગુરુપરમ્પરામાં) વર્ણનિર્દેશ, દેશનિર્દેશ અને વંશપરમ્પરાનિર્દેશ પણ જણાવવો.**

ઉત્તર—

પૂર્વવત્ અહી પણ કયા વર્ણમાં, દેશમાં, વશમાં આચાર્ય ઉત્પન્ન થઈ શકે એમ પૂછો છો ? કે તમારા સમ્પ્રદાયના પ્રવર્તક આચાર્યો કયા દેશ–વર્ણ–વશમાં ઉત્પન્ન થયા તે પૂછો છો ?

જો પ્રથમપક્ષ હોય તો દેશવિશેષ કે વંશવિશેષનો શાસ્ત્રસિદ્ધ નિયમ આચાર્યત્વપ્રયોજક નથી તથાપિ બ્રાહ્મણવર્ણોત્પન્ન, મન્વાદિએ જેની પ્રશસા કરી છે તેવા, ત્રૈવર્ણિકને રહેવા માટે યોગ્ય આર્યાવર્તમાં ઉત્પન્ન થયેલો અને માતૃકુલ તથા પિતૃકુલ જેના શુદ્ધ હોય તેવો જ આચાર્ય થઈ શકે આ બહુશિષ્ટસમ્મત સિદ્ધાન્ત છે તે બ્રાહ્મણવર્ણમાં જ ઉત્પન્ન થયેલો હોવો જોઈએ. નહિ કે અન્ય વર્ણમાં ધર્મોપદેશમાં બ્રાહ્મણને જ અધિકાર છે મનુએ પ્રથમાધ્યાયમાં કહ્યુ છે કે—બ્રાહ્મણની ઉત્પત્તિ જ મૂર્તિમાન્ ધર્મ છે તે ( બ્રાહ્મણ ) ધર્મને માટે જ ઉત્પન્ન થયો છે—તે ( બ્રાહ્મણ ) મુક્તિ મેળવે છે. ધર્મરૂપી ખજાનાનુ રક્ષણ કરવા માટે–સર્વભૂતનો ઈશ્વર જ પૃથ્વીપર બ્રાહ્મણરૂપે અવતરે છે.

જો દ્વિતીયપક્ષ હોય તો સૌથી પ્રથમ આચાર્ય કે જે સર્વનુ કારણ છે, સર્વેશ્વર છે તેના વર્ણનો નિર્દેશ શી રીતે હોય ? શિવ, નારદ, વ્યાસાદિક સ્વવશ સહિત શ્રીમદ્વલ્લભાચાર્યસુધી સર્વ જ બ્રાહ્મણ છે હવે દેશ નિર્દેશ પણ સાંભળો સૌથી પ્રથમ આચાર્યના તો પોતાના જ રોમમણ્ડલમાં અનેક બ્રહ્માણ્ડ હોવાથી અમે તેનો દેશનિર્દેશ ન કરી શકીએ. શિવનો દેશ ભગવદ્ધામ અથવા કૈલાસાદિ છે. નારદજીને તો દક્ષનો

શાપ હોવાથી તે ભમતા જ છે એટલે તેમના દેશનો નિયમ નથી કિન્તુ પર્યટન જ તેમનો દેશ છે વ્યાસજી યમુનાતીરમાં પ્રકટ થયા અને બદરીકાશ્રમમાં રહ્યા. શુકદેવજી વ્યાસજીને ત્યાં પ્રકટ થતાં જ ચાલી નિકળ્યા તેથી તેમની સ્થિતિનો નિયમ નથી. આ સર્વ કાંઈ પુરાણોમાં તે તે સ્થલે પ્રસિદ્ધ જ છે અન્ય આચાર્યો પ્રાધાન્યે દ્રાવિડ દેશમાં જ પ્રકટ થયા છે અમારા આચાર્યચરણનો પ્રાદુર્ભાવ અગ્નિકુણ્ડમાંથી હોવાથી અગ્નિકુણ્ડ દેશ છે તથાપિ ચમ્પારણ્ય છે, એમ શાણ્ડિલ્યસંહિતામાં જણાવ્યુ છે

**બીજાના છ-સાત-આઠ પ્રશ્નો**
**(૧૪-૧૫-૧૬)**

**બ્રાહ્મણ શિવાય અન્ય વર્ણ પણ નિજ આચાર્યત્વ કરી શકે કે નહિ? જો કરી શકે તો તે શાસ્ત્રવિરુદ્ધ છે, ન કરી શકે તો તેનું આચાર્યત્વ કેમ? તેણે (બ્રાહ્મણેતરવર્ણે) ઉપદેશ્યો પણ હીન વર્ણના જ હોય, તેઓ કલ્યાણભાગી કેમ થાય?**

ઉત્તર—

અમારા સમ્પ્રદાયમાં શ્રીમહાદેવાચાર્યથી શરૂ કરી સ્વરૂપે અને અત્યારે સ્વવશરૂપે સ્વસમ્પ્રદાયનુ અનુશાસન કરનાર શ્રીમદ્વલ્લભાચાર્યપર્યન્ત કોઈ પણ બ્રાહ્મણાતિરિક્ત આચાર્ય થયો નથી આ પ્રણાલિકા શાસ્ત્રસિદ્ધ છે. સર્વ વર્ણનો ગુરુ બ્રાહ્મણ છે ઇત્યાદિ વચનો શાસ્ત્રમાં મળી આવે છે આટલાથી જ ત્રણે પ્રશ્નોનો ઉત્તર આવી જાય છે

જેમના સમ્પ્રદાયમાં સ્વેચ્છાથી કે શાપને લીધે ક્ષત્રિયાદિ વર્ણમાં ઉત્પન્ન થઇને પણ મહાનુભાવો ભગવદાજ્ઞાથી ભક્તિ-ધર્મોપદેશ કરે છે, તેવા પુરુષોને જ તમારો આ પ્રશ્ન મૌન ધારણ કરાવે અમને આ પ્રશ્ન સાથે કાંઈ લાગતું વળગતુ નથી

એ રીતે સમ્પ્રદાયની ઉત્પત્તિના સમયથી આચાર્યપઙ્ક્તિ સુધીનો બીજો પ્રશ્ન-આઠ પ્રશ્નો સાથે દત્તોત્તર છે



# ત્રીજો પ્રધાન પ્રશ્ન

**તમારા ઉપદેશ્ય ચારે વર્ણ છે, ત્રણ છે કે બે છે?**

ઉત્તર—

જગત્‌નો ઉદ્ધાર કરવામાં ચતુર એવા પ્રભુએ ચારે વર્ણોનો ઉદ્ધાર કરવા માટે નિજ સમ્પ્રદાયનો ઉપદેશ સૌથી પ્રથમ મહાદેવજીને કર્યો ભગવન્મન્ત્રનુ ગ્રહણ કરવામાં, પ્રભુની નિત્ય સેવામાં, અધિકારને અનુસરી ગુરુએ દેખાડેલા જ્ઞાનમાં, મુક્તિમાં અને ભુક્તિમાં ચારે વર્ણને અધિકાર છે, તેથી ચારે વર્ણ ઉપદેશ્ય છે

આ સર્વ "વર્ણનિષ્ઠ" પ્રશ્નમાં આવી જાય છે છતાં જુદો પ્રશ્ન કરવાનુ કારણ ચોસઠની સઙ્ખ્યાની પૂર્તિ વિના અન્ય દેખાતુ નથી

ત્રીજાના પ્રથમ દ્વિતીય પ્રશ્નો

(સત્તરમો અને અઢારમો પ્રશ્ન)

**ત્રણ વર્ણો દ્વિજ છે, તેમાં ગર્ભાધાનાદિસંસ્કારપૂર્વક યજ્ઞોપવીત ગ્રહણ અને સાવિત્રીગ્રહણ મુખ્ય છે. તે વિના દ્વિજાતિત્વના અભાવમાં જેમ વ્રાત્યત્વ પ્રાપ્ત થાય છે, તેમ તમારા ઉપદેશના અભાવે પણ વ્રાત્યત્વ પ્રાપ્ત થાય કે? જો તેમ હોય તો તમારા ઉપદેશના અભાવે સ્નાનાદિક વૃથા થાય, પણ તેમ શાસ્ત્રને સમ્મત નથી. જો વ્રાત્યત્વ પ્રાપ્ત નથી થતું એમ કહો તો પછી ઉપદેશ માટે વિશેષ આગ્રહ શા માટે?**

ઉત્તર—

આ પ્રશ્નના પણ બે ભાગ છે પહેલા ભાગમાં જિજ્ઞાસાબોધક किम् શબ્દના અભાવે પ્રષ્ટવ્યાંશ સ્ફુટ થતો નથી જો ત્રૈવર્ણિકને એ મુખ્ય છે કે નહિ એમ તમારો ભાવ હોય તો બે કોટિમાંથી કોઈ પણ એકનો નિર્ધાર થઈ શકે તેવા કોટિદ્વયની ઉદ્‌ભાવના માટે न वा ઇત્યાદિ વિકલ્પબોધક પદનો ઉલ્લેખ અપેક્ષિત છે (આ તો થયુ પ્રશ્નકારની ભાષાનું દૂષણ)—

હવે ઉત્તર પણ સાંભળો—ત્રૈવર્ણિકને ગાયત્રીગ્રહણ મુખ્ય છે તેમાં કયો પ્રામાણિક પુરુષ ના પાડે? પણ આટલુ જ મુખ્ય છે તેથી વિશેષ કાંઈ જ નથી એમ પ્રામાણિકપણે ન કહી શકાય

જો પ્રશ્નનો બીજો ભાગ એ જ પહેલો છે એમ કહો તો અંકલેખન પ્રમાદથી છે

અથવા જેમ ત્રૈવર્ણિકને ગાયત્રીગ્રહણ વિના દ્વિજત્વ સિદ્ધ થતું નથી અને વ્રાત્યત્વ પ્રાપ્ત થાય છે, તે અનિષ્ટ છે, તેથી ગાયત્રીગ્રહણ આવશ્યક છે, તેમ તમારા વૈષ્ણસામ્પ્રદાયિક મન્ત્રોના ગ્રહણ વિના તેવુ અનિષ્ટ શુ

છે કે જેથી ઉપદેશનું ગ્રહણ આવશ્યક છે એમ સિદ્ધ થાય ? એવો જો અર્થ હોય તો અમે કહીએ છીએ—

શ્રીકૃષ્ણના મન્ત્રોનો વૈષ્ણવસમ્પ્રદાયથી ઉપદેશ ન થયો હોય તો વૈષ્ણવત્વ સિદ્ધ થતુ નથી વૈષ્ણવત્વ સિદ્ધ ન થાય તો ભક્તિ અને જ્ઞાન અત્યન્ત દુર્લભ છે જ્યારે ભક્તિ અને જ્ઞાનનો જ અભાવ હોય ત્યારે પ્રભુની કૃપા શી રીતે થાય ? જેને ભગવત્પ્રસાદ જ પ્રાપ્ત નથી તેને મુક્તિયે ક્યાંથી હોય અને સુખ પણ કેમ હોય ? તેથી મોક્ષાદિની સિદ્ધિ માટે ઉપદેશ આવશ્યક છે

વળી, તમે જ કહ્યુ ને કે ત્રૈવર્ણિકને ગાયત્રી આવશ્યક છે ? પણ ગાયત્રીનો ઉપદેશ થયા પછી પણ ગાયત્રીના અર્થની અપેક્ષા તો રહે જ કે જેના જપથી ફલસિદ્ધિ થાય એ ગાયત્રીનો અર્થ તો સ્વય હરિ જ છે ગાયત્રીદ્વારા બુદ્ધિ કૃષ્ણને અર્પવાની છે આ પ્રકારે સમન્વયાધ્યાયમાં ( બ્રહ્મસૂત્રના પ્રથમાધ્યાયમાં ), અને અન્યત્ર પણ નિર્ણય કરેલો છે જ તેથી ગાયત્રીનુ યે ફલ મેળવવા માટે વૈષ્ણવત્વપ્રાપક દીક્ષાની જરૂર છે તે વિના સેવામાં અધિકાર નથી સેવા ચારે પુરુષાર્થ માટે છે આ ઉપરાંત બીજા પણ ધન્ય અને વિમલ ફલો ઘણાં છે એ સર્વનો નિર્ણય પ્રાચીન ઋષિઓએ કર્યો છે તે તમારે હૃદયના દ્વાર ઉઘાડી જોઈ લેવો. એ રીતે વૈષ્ણવમન્ત્રોનો ઉપદેશ અત્યન્ત આવશ્યક છે. જગત્‌ના નાથ, બ્રહ્મરુદ્રાદિકના પણ ઈશ્વર એવા શ્રીહરિ પ્રસન્ન થાય તેથી વિશેષ અમારા ચિત્તનું બીજુ ફલ શું હોઈ શકે ?

ત્રીજાનો ત્રીજો પ્રશ્ન
( ઓગણીશમો પ્રશ્ન )

**જેમ વર્ણાશ્રમધર્મનું અને તેના ફલનું વર્ણન સર્વ ગ્રન્થોમાં છે, તેમ તમારા સમ્પ્રદાયનું અને તેના ફલનું વર્ણન કેમ નથી ?**

ઉત્તર—

સર્વ ગ્રન્થોમાં વર્ણાશ્રમનું વર્ણન છે એ લેખ પ્રમાદથી છે કારણ કે શિક્ષા, વ્યાકરણ, નિરુક્ત, છન્દ, વગેરે અઙ્ગ ગ્રન્થોમાં અને પ્રતિશાખ્ય, નિઘણ્ટુ વગેરે ઉપાઙ્ગ ગ્રન્થોમાં અને તેમજ આયુર્વેદ, ધનુર્વેદ, ગાન્ધર્વવેદ, સ્થાપત્યવેદ વગેરે ઉપવેદ ગ્રન્થોમાં અને તે ઉપર લખાયલા અસખ્ય ગ્રન્થોમાં વર્ણાશ્રમનુ વર્ણન નથી

વળી કાવ્યશાસ્ત્ર, નાટ્યશાસ્ત્ર વગેરેમાં પણ નિયમથી તેનુ વર્ણન નથી સર્વ ગ્રન્થોમાં વર્ણાશ્રમનિરૂપકત્વે વ્યાપ્તિ સિદ્ધ થતી નથી ઉક્ત સર્વ ગ્રન્થોમાં ગ્રન્થત્વનો સર્વવેત્તાઓ દ્વારા વ્યવહાર છે જ

જો ગ્રન્થશબ્દથી સ્મૃતિપુરાણાદિનુ જ ગ્રહણ કરો તો તેમાં અમારા વૈષ્ણવસમ્પ્રદાયનુ અને તેને અભિમત એવા સિદ્ધાન્તનું, ભક્તિ, જ્ઞાન, ભગવત્સેવા, ઊર્ધ્વપુણ્ડ્ર, તુલસીકાષ્ઠમાલા, શઙ્ખચક્રાદિધારણ વગેરે ધર્મોનુ, અને ભગવત્પ્રસાદ અને પરમપદપ્રાપ્તિ વગેરે સમ્પ્રદાયનાં ફલ છે તેમના વર્ણનોના મહાકલ્લોલો તે તે સ્થલે વારંવાર દેખાય છે જ પણ તે તો તે જ જોઈ શકે કે જેઓ બહુગ્રન્થરૂપી સાગરનાં કર્ણધાર હોઈ સત્પુરુષ હોય માટે કાંઈ દોષ નથી.

સર્વ જ પ્રમાણો એક ઠેકાણે લખી શકી શકાય નહિ તેથી તમારા સન્તોષની ખાતર દિઙ્માત્ર દેખાડ્યું છે સર્વ ગ્રન્થોનુ બહાનુ કહી પોતાને મોઢે જ સર્વજ્ઞ હોવાનો દાવો કરે તેવા બૌદ્ધ–વૈભવશૂન્યને ( બુદ્ધિના વૈભવ રહિતને, અથવા બૌદ્ધ મતના ચિહ્ન રહિતને ) ઉત્તર શુ હોય ?

**ત્રીજાનો ચોથો પ્રશ્ન**
( વીશમો પ્રશ્ન )
( આ પ્રશ્ન ત્રણ કોટિવાળા સશયથી યુક્ત છે )

**તમારા આચાર્યોથી પૂર્વના આચાર્યો વ્યાસાદિક ન્યૂન છે, સમાન છે કે અધિક છે ?**

ઉત્તર—

વ્યાસાદિકથી અમારા આચાર્યો કોઈક અંશે ન્યૂન છે, કોઈક અંશે તુલ્ય છે અને કોઈક અંશે અધિક પણ છે અમારા પૂર્વાચાર્યોએ વ્યાસાદિકને અનુસરીને ધર્મ અને બ્રહ્મનો નિર્ણય કરીને જીવના ઉદ્ધાર માટે પ્રત્યેક શાસ્ત્રોના અર્થો–પ્રમેયો પ્રવર્તાવ્યા, તેમ જ ઘણાં સ્થલોમાં તેમણે પોતાના ગુરુત્વે પણ વ્યાસાદિકને સ્વીકાર્યા, તેથી અમારા આચાર્યો વ્યાસાદિકથી ન્યૂન છે. વળી જેમ પૂર્વાચાર્યોએ સાઙ્ખ્ય–પાતઞ્જલ, તર્ક અને દિગમ્બરાદિ અર્વાચીન અવૈદિક સિદ્ધાન્તોના નિરાસપૂર્વક ચતુર્લક્ષણી વગેરેનુ પ્રણયન કર્યું, તેમ અમારા આચાર્યોએ તેને માટે ભાષ્ય, સુબોધિની,

તત્ત્વદીપનિબન્ધ વગેરે ઘણા મોટા ગ્રન્થો, અનેક અર્વાચીન માયાવાદાદિકૃત કુસિદ્ધાન્તોના નિરાસ માટે પ્રકટ કર્યા, તેથી વાણી અને મનને અગોચર એવા અર્થો–પદાર્થો–પ્રમેયોનુ નિરૂપણ કરેલુ હોવાથી અમારા આચાર્યોનુ વ્યાસાદિની પેઠે સર્વજ્ઞત્વ પણ નિર્મત્સર-હૃદયવાળા સહૃદય પુરુષો સ્વીકારે છે વળી વ્યાસાદિની પેઠે તેઓ અત્યારે સર્વને દેખાતા ન હોવા છતાં વ્યાસાદિવત્ બહુજનમાન્ય પણ તેઓ છે જ એમ સર્વનો અનુભવ તમે જાણો છો. આથી અમારા આચાર્યોનું વ્યાસાદિતુલ્યત્વ સુસ્થ જ છે તેમ જ વ્યાસાદિકના અનેક ગ્રન્થો હોવા છતાં, ચતુર્લક્ષણીના અર્થમાં પ્રવેશ કરવાની ક્ષમતા ન હોવાથી, અને તેથી સુગમ પુરાણાદિકમાં વિવિધ વિચિત્ર દેવાદિકના વર્ણનો જોઈને ભ્રમમાં પડતા અલ્પમતિવાળાઓને, કલિકાલથી કલુષિત કલહે સત્કર્મ અને જ્ઞાનાદિકનો નાશ કર્યો હોય તેવા સમયમાં અમારા જેવાઓના ઉદ્ધાર માટે ભાષ્ય, સુબોધિન્યાદિદ્વારા હાથ લમ્બાવનારા અને શ્રીનન્દનન્દનના ચરણકમલમાં સ્થાપનારા આચાર્યો વ્યાસાદિકથી શ્રેષ્ઠ પણ છે જ

**ત્રીજાનો પાંચમો પ્રશ્ન**

(એકવીશમો પ્રશ્ન)

**જો વ્યાસાદિક તમારા આચાર્યોથી ન્યૂન હોય તો સર્વ ધર્મમાર્ગનો વિપ્લવ થાય, જો સમાન હોય તો તમારા ગ્રન્થોનો પ્રચાર સર્વત્ર થાય તે કેમ નથી ?**

## પ્રથમ કોટિનું ઉત્તર—

પ્રથમ કોટિનો અર્થ એવો હોઈ શકે–જો તમારા આચાર્યોથી વ્યાસાદિક ન્યૂન હોય તો તેમના માહાત્મ્યનું પ્રતિપાદન કરનારા શાસ્ત્રોનો વિરોધ પ્રાપ્ત થાય. સકલધર્મમાર્ગના વ્યાસાદિક કર્તા છે, ત્યારે તે જો ન્યૂન હોય તો વિપ્લવ થાય આનો જવાબ નીચે મુજબ છે—

આધ્યાત્મિકજ્ઞાન અને સન્મન્ત્રના દાનથી પ્રભુને પમાડનારા આચાર્યો સર્વથી શ્રેષ્ઠ છે આચાર્યો સાક્ષાત્ પરબ્રહ્મરૂપ છે, તેથી તેઓ સર્વથી શ્રેષ્ઠ છે, એમ માનવુ એવો નિર્ણય વ્યાસાદિકે જ ધર્મમાર્ગમાં કર્યો છે તેથી વ્યાસાદિક જ જો આચાર્યોને શ્રેષ્ઠ માનવા માટે કહેતા હોય તો વિપ્લવનો ગન્ધ પણ ધર્મમાર્ગમાં ન જ હોય.

હવે દ્વિતીય કોટિ–સમાન હોય તો.. ઇત્યાદિનો

અર્થ એવો હોઈ શકે, કે વ્યાસાદિકૃત મહાભારતાદિની પેઠે તમારા આચાર્યોના ગ્રન્થોનો સર્વત્ર પ્રચાર નથી તેનુ શુ કારણુ?

સાદૃશ્યમાં વ્યાસાદિગત સર્વધર્મ, ઉપમેય અસ્મદાચાર્યમાં ન સમ્ભવે કેમકે સાદૃશ્યનું લક્ષણુ-તેથી ભિન્ન હોવા છતાં તેમાં રહેલા ધર્મો પૈકી કેટલાક ધર્મો તેમાં હોવા-એ છે તેથી ગ્રન્થપ્રચારરૂપ ધર્મ ન હોય તો પણ ક્ષતિ નથી ગ્રન્થપ્રચાર હોવા છતાં તુલ્યતામાં હાનિ નથી જો તેમ ન માનો તો વ્યાસે જ જાતે પોતાના જેવા જે આચાર્યોનાં નામ પોતાના ગ્રન્થમાં જણાવ્યાં છે-જેમકે આશ્મરથ્ય, ઔડુલોમિ, કાશકૃત્સ્ન-તેમનાં ગ્રન્થોનો અત્યારે પ્રકાશ ન હોવાથી તેઓ અધમ ઠરે જ્યારે તેઓ વેદાન્તના આચાર્યો હતા એમ લગભગ બધા જ આચાર્યો સ્વીકારે છે હવે પ્રચારશબ્દથી તમારે શુ તેમના પ્રામાણ્યના સ્વીકારપૂર્વક તેમના ગ્રન્થોનું અધ્યયન ઇષ્ટ છે કે તેવા ગ્રન્થોનુ પર્યાલોચનમાત્ર? જો પ્રથમ પક્ષ ઇષ્ટ હોય તો વ્યાસના યે ગ્રન્થોનો તેવો પ્રચાર સર્વત્ર ક્યાંયે નથી જો એમ કહો કે વેદનુ પ્રામાણ્ય માનનારાઓમાં તેમનો પ્રચાર છે, તો તે પણ યોગ્ય નથી, કારણ કે વેદનુ પ્રામાણ્ય સ્વીકારનારા પૂર્વમીમાંસકો, તાર્કિકો વગેરે બીજા દર્શનોને અનુસરનારા વ્યાસના વેદાન્તદર્શનનુ પ્રામાણ્ય સ્વીકારતા નથી જેમ જૈમિનિએ નવમાધ્યાયમાં, કર્મ જ ફલ અર્પે છે નહિ કે ઈશ્વર એમ નિર્ણય કર્યો છે તેમ જ તાર્કિકો ઈશ્વરને નિમિત્તકારણ માને છે નહિ કે ઉપાદાનકારણ-એટલુ જ નહિ પણ प्रकृतिश्च प्रतिज्ञादृष्टान्तानुपरोधात् ઇત્યાદિ અનેક સૂત્રમાં વ્યાસે ઈશ્વરનુ ઉપાદાનકારણત્વ દેખાડ્યું, છતાં તેઓ સ્વીકારતા નથી જો એમ કહો કે વ્યાસદર્શનના અનુયાયીઓમાં તેનો પ્રચાર છે, તો વ્યાસદર્શનાન્ત પાતિ અમારા સમ્પ્રદાયમાં અમારા આચાર્યોના ગ્રન્થોનો પ્રચાર છે જ હવે જો દ્વિતીય કોટિનો આશ્રય લેતા હો તો, કેટલાક તટસ્થવૃત્તિથી, કેટલાક

પ્રિયવૃત્તિથી અને તમારા જેવા કેટલાક દ્વેષવૃત્તિથી પણ અમારા આચાર્યોના ગ્રન્થોનુ પર્યાલોચન કરે છે જ આથી જ તમે પણ સાતમા પ્રશ્નમાં લખ્યુ છે કે પ્રમાણ હોય તો કેમ તમારા જ ગ્રન્થોમાં વિરુદ્ધ રીતે વર્ણવ્યુ છે ઇત્યાદિ તેમ જ તમારા ગુરુત્વે જાણમાં આવેલા સચ્ચિદાનન્દગિરિએ સહસ્રાક્ષ નામના ગ્રન્થમાં અમારા મતરૂપી સૂર્યપર ધૂલિપ્રક્ષેપ કરવાનુ શરૂ કર્યુ છે, એમ કિમ્વદન્તી સભળાય છે આથી, અમારા ગ્રન્થોનો પ્રચાર છે, તેમાં આ તમારો પ્રશ્ન જ પ્રમાણ છે જો તેમ ન હોય તો તમે ભારત અને ભાગવતની ટીકાઓથી વિરુદ્ધ અમારો મત છે એવો આક્ષેપ શી રીતે કરી શકો? જો તમે અમારા ગ્રન્થોના પર્યાલોચન વિના જ લખ્યુ હોય તો એ તમારી ધૃષ્ટતા છે માટે આવા પ્રશ્નો બસ કરો

બૃહત્પરાશરસ્મૃતિમાં જણાવ્યુ છે કે—પ્રત્યેક કલ્પમાં કે કલ્પોના મધ્યમાં ધર્મને ઋષિઓ સ્મરે છે સત્યયુગનો ધર્મ ત્રેતામાં અને ત્રેતાનો દ્વાપરમાં ફરી ફરીને ઋષિઓ સ્મરે છે એ રીતે યુગે યુગે ધર્મમાં વૈલક્ષણ્ય હોવાથી તે તે યુગમાં તેવી તેવી પ્રવૃત્તિને માટે [1]આચાર્યોનો આવિર્ભાવ થાય છે યુગે યુગમાં જે ધર્મો હોય અને તે તે ધર્મોમાં જે બ્રાહ્મણો હોય તેમની નિન્દા કરવી નહિ તેમ જ તે તે યુગના સિદ્ધોની, વ્રતીઓની કે યતિઓની પણ નિન્દા કરવી નહિ

**ત્રીજાનો છઠ્ઠો પ્રશ્ન**
(બાવીશમો પ્રશ્ન)
(ઉપરના જ પ્રશ્નનો અવાન્તર આ પ્રશ્ન છે)

**જો વ્યાસાદિકથી અધિક તમારા આચાર્યો હોય તો તેમાં પ્રમાણ આપો**

ઉત્તર—

જો અહી વ્યાસાદિકની અપેક્ષાએ અમારા આચાર્યોના ઉત્કર્ષમાં પ્રમાણની જિજ્ઞાસા હોય તો, તમારી સામે પણ એ જ પ્રશ્ન રજુ કરી શકાય તમારા આચાર્યોથી વ્યાસાદિક ન્યૂન છે, સમાન છે કે અધિક છે? તેમાં અમે જે પ્રથમ કોટિમાં ઉત્તર આપ્યુ છે તેથી જ

---

૧ આ ઉપરથી એમ માનવાનુ નથી કે અત્યારે જે નવા ધર્મશાસ્ત્રો રચવા માટે સસારસુધારાનો દમ્ભ કરનારા લોકો કોલાહલ કરે છે તે અપ્રમાણ છે કલિયુગના ધર્મો સ્મૃતિકારોએ જણાવ્યા છે જ તેમ જ આચાર્યોએ પણ તેનો નિર્ણય કર્યો છે જ સભા ભરીને ભગવાન્‌નુ અસ્તિત્વ અનુકૂલ વિરુદ્ધ મતોની ગણત્રીથી કરનાર કોઈ દેશમા ભગવાન્ પણ હારી ગયો અને તે દેશમા પ્રાર્થનામદિરો પણ નાશ પામ્યા એમ કોઈ દેશમા બન્યુ, તેનુ અનુકરણ અધર્મ છે, ધર્મ નહિ સ્મૃતિયોનુ પુન પ્રણયન કરવામાટે ભગવાન્ જ અવતરે છે મનુષ્યાધિકારની બહારની આ વાત છે

તમારે સન્તોષ માનવો ઘટે છે. બીજા કોટિ મુજબ જ આડું ચાલવુ હોય તો પૂર્વાચાર્યોના ઉત્કર્ષમાં તમારે સ્મૃતિપુરાણાદિની અસમ્મતિ દેખાડવી રહી. માટે આવો કુત્સિત પ્રયાસ ન જ કરવો

અમે વ્યાસાદિકથી અમારા આચાર્યોની ન્યૂનતા, તુલ્યતા અને અધિકતા દેખાડી આપી છે, માન્ય હો કે ન હો તમારા ભ્રમનુ નિવારણ અન્ય રીતે ન જ થાય

ત્રીજાનો સાતમો પ્રશ્ન

( ત્રેવીશમો પ્રશ્ન )

**જો શૂદ્રો પણ ઉપદેશ્ય છે તો સત્ શૂદ્રો જ કે અસત્ શૂદ્રો પણ? સાધારણ શૂદ્રો જ ઉપદેશ્ય હોય તો અધમ કેમ નહિ? તે પણ ઉપદેશ્ય હોય તો વૈષ્ણવત્વે તેમની સાથે તુલ્યતા છે કે ન્યૂનતા? જો ન્યૂનતા છે તો તમારી દીક્ષાથી શું? જો તુલ્યતા છે તો તેમણે ( શૂદ્રોએ ) કરેલા પાકાદિકનો અંગીકાર કેમ કરતા નથી? જો શૂદ્રે કરેલા પાકનો અંગીકાર કરો છો તો સર્વ વર્ણની સમાનતા કહેનારા તમે ધન્ય છો!**

ઉત્તર—

ઉપદેશ્ય શૂદ્રસામાન્ય છે એમ અમે પહેલાં કહ્યુ છે જ ભક્તિશાસ્ત્રમાં સામાન્ય રીતે શૂદ્રને પણ અધિકાર છે આ વસ્તુ कि वर्णनिष्ठः આ પ્રશ્નના ઉત્તરમાં આવી જાય છે છતાં જ્યારે તમે અવસર જ આપો છો તો કાંઈ કહેવુ જરૂરનુ લાગે છે

હવે, તમે જે પ્રશ્નવાક્યમાં જણાવ્યુ કે શૂદ્ર ઉપદેશ્ય જ છે તો તેમની સાથે વૈષ્ણવત્વે તુલ્યતા છે કે ન્યૂનતા? જો ન્યૂનતા છે તો તમારી દીક્ષાથી શુ? તુલ્યત્વ છે તો તેમનુ રાંધેલુ કેમ ખાતા નથી? આનો જવાબ સાંભળો—અમે ચાણ્ડાલાદિકને ઉપદેશ્ય માન્યા નથી જો શૂદ્રોને ઉપદેશ્ય માનતા જ આ પ્રશ્નને અવસર છે એમ કહો તો વૈષ્ણવત્વે તુલ્યતા હોવા છતાં જાતિથી પાકાદિમાં અયોગ્યતા છે, તેથી અમે તેમનુ રાંધેલુ ખાતા નથી દીક્ષાથી જે ઉત્કર્ષ થાય છે, તેનુ, સમાનરીતે મોક્ષાધિકારમાં પર્યવસાન છે તેથી કાંઈ જાતિમાં ઉત્કર્ષ થતો નથી. વસન્તઋતુમાં સર્વ વૃક્ષો પુષ્પવાળાં બને, નવાં પાંદડાં ધારણ કરે, પણ લીબડાની કડવાશનો નાશ થતો નથી. મન્ત્રથી યુક્ત શરીર પ્રભુના ચરણમાં સમાનરીતે પ્રાપ્ત થાય છે આ સિદ્ધાન્ત સર્વ મુનિયોને માન્ય છે.

ત્રીજાનો આઠમો પ્રશ્ન
(ચોવીશમો પ્રશ્ન)

**જો સત્ શૂદ્રો જ ઉપદેશ્ય હોય તો તેવા સત્ શૂદ્રો કયા? તેમનું લક્ષણ કહો?**

ઉત્તર—

અમે તો સામાન્યરીતે સત્ શૂદ્ર અને અસત્ શૂદ્રને ઉપદેશ્ય માનીએ છીએ તેથી અમારે આ પ્રશ્નનો વિચાર કરવાનુ પ્રયોજન નથી

તૃતીયાષ્ટક સમાપ્ત.

# ચોથો પ્રધાન પ્રશ્ન

**ઉપદેશમાં રામકૃષ્ણાદિના મન્ત્રો સમાન છે કે તેમાં પણ ન્યૂનાધિકતા છે?**

ઉત્તર—

તમે તર્કબન્ધુ છો રામકૃષ્ણાદિના મન્ત્રોમાં સમાનતા છે, ન્યૂનતા પણ છે અને અધિકતા પણ છે એ ન્યૂનાધિક્ય તે તે પ્રકારની અપેક્ષા ઉપર આધાર રાખે છે

ચોથાનો પહેલો પ્રશ્ન

( પચીશમો પ્રશ્ન )

**જો સમાનતા છે તો તમે અન્ય મન્ત્રને ગ્રહણ કરવાનો નિષેધ કેમ કરો છો ?**

ઉત્તર—

અહી નિષેધશબ્દથી કોઈ પણ અધિકારીએ અમુક મન્ત્ર ગ્રહણ ન કરવો એમ કહેવા ઇચ્છો છો કે અમારા સમ્પ્રદાયમાં અમારૂ ઇષ્ટ ફલ જે પુરુષોત્તમ સાયુજ્ય, તે આપનાર અમારી આચાર્યપરમ્પરાથી પ્રાપ્ત થતા મન્ત્ર વિના અન્ય મન્ત્ર ગ્રહણ કરવાનો નિષેધ કહો છો ? પ્રથમ પક્ષ અયોગ્ય છે કારણ કે અમારા આચાર્યોએ તેવો નિષેધ ક્યાંયે કર્યો નથી જો દ્વિતીય પક્ષ ઇષ્ટ હોય તો આ પ્રશ્ન હવે આવનાર પ્રશ્નથી જુદો નથી તેથી તેનો જવાબ પણ ત્યાં જ મળશે તમે માત્ર ૬૪ ની સઙ્ખ્યાપૂર્તિ માટે જ આવા અસમ્બદ્ધ પ્રશ્નો ઉમેર્યા છે

ચોથાનો બીજો પ્રશ્ન

( છવીશમો પ્રશ્ન )

**અન્ય મન્ત્રનું દાન તમારા શિષ્યને કેમ કરતા નથી ?**

ઉત્તર—

અમારૂ અભીષ્ટ ફલ પુરુષોત્તમ સાયુજ્ય છે, તે અમારી આચાર્યપરમ્પરાથી ઉપદેશાતા કૃષ્ણમન્ત્રોથી જ સિદ્ધ થાય છે તેથી અન્ય મન્ત્રગ્રહણનુ પ્રયોજન રહેતુ નથી તેમ તેવો સદાચાર પણ નથી તેથી અમે ગોપાલાદિત્રય મન્ત્રો વિના અન્ય મન્ત્રો ગ્રહણ કરતા નથી અમારા સમ્પ્રદાયમાં સ્વીકારેલા કૃષ્ણમન્ત્રનો ઉત્કર્ષ ઘણા પ્રમાણોથી સિદ્ધ જ છે તેથી અમારા સમ્પ્રદાયમાં સ્વીકારેલા ગોપાલમન્ત્રાદિ ત્રણ મન્ત્રો જ અમારી આચાર્યપરમ્પરાએ પોતાના શિષ્યોને ઉપદેશાય છે અમારૂ અભીષ્ટ તેટલાથી જ સિદ્ધ થઈ જાય છે અન્ય મન્ત્રોનુ પ્રયોજન બાકી રહેતું નથી છતાં અન્ય મન્ત્રો

જો ઉપદેશાય તો અમારા સમ્પ્રદાયની મર્યાદાનું ઉલ્લંઘન થાય છે અને સદાચારનો યે વિરોધ પ્રાપ્ત થાય છે. અમારા સમ્પ્રદાયમાં પુરુષોત્તમથી આરમ્ભી અત્યાર-સુધીના આચાર્યોએ સામ્પ્રદાયિક કોઈ પણ શિષ્યને ઇતર મન્ત્રનો ઉપદેશ કર્યો નથી આથી સામ્પ્રદાયિક મન્ત્ર જ પોતાના શિષ્યને અપાય છે

ચોથાનો ત્રીજો પ્રશ્ન

(સત્તાવીશમો પ્રશ્ન)

**અન્ય મન્ત્રો જો ન્યૂન હોય તો સર્વ મન્ત્રો મોક્ષ આપનાર છે, એ શાસ્ત્ર-સમ્મત સિદ્ધાન્ત હોવાથી ન્યૂનતા શી રીતે ?**

ઉત્તર—

અમે રામકૃષ્ણાદિના મન્ત્રોની ન્યૂનતા કે અધિકતા પાછલા પ્રશ્નના ઉત્તરમાં જણાવી દીધી છે ભગવન્મ-ન્ત્રોમાં તે તે મન્ત્રોનુ મોક્ષદાતૃત્વ શાસ્ત્રોમાં વર્ણવેલુ હોવા છતાં પણ તે મન્ત્રના સામર્થ્યથી મોક્ષદાતૃત્વ નથી, કિન્તુ તેની અધિષ્ઠાતૃદેવતાના સામર્થ્યથી છે જ્યારે રામકૃષ્ણાદિના મન્ત્રોનો એ રીતે વિચાર કરીએ ત્યારે તે તે મન્ત્રોથી તે તે ભગવદવતાર સાથે સાયુજ્ય રૂપી મોક્ષ થાય આ વસ્તુ તૈત્તિરીય ઉપનિષદ્‌માં જણાવી છે જ. તેથી તે તે અવતારો સાથે સાયુજ્યની ઇચ્છાવાળાઓએ તે તે મન્ત્રોનુ ઉપાસન કરવુ યોગ્ય છે પણ ભગવદવતારોમાંયે પૂર્ણત્વ, અંશત્વ, કલાત્વનું તારતમ્ય શાસ્ત્રસિદ્ધ છે. તે રીતે તેવી દેવતાના મન્ત્રો માટે પણ સમજવું આથી અમે પૂર્ણપુરુષોત્તમના જ મન્ત્રોનું ઉપાસન કરીએ છીએ. આનું તારતમ્ય સૂક્ષ્મ-મતિવાળાઓએ જાતે સમજી લેવુ

ચોથાનો ચોથો પ્રશ્ન

(અઠ્ઠાવીશમો પ્રશ્ન)

**મન્ત્રોની પ્રશંસા ઉપ-રથી જો તમે તમારા ઇષ્ટ મન્ત્રોની ન્યૂનાધિકતાનો વિચાર કરો તો પ્રશંસાથી પ્રાપ્ત થતી ઉપપત્તિ અન્ય મન્ત્રો માટે પણ સમાન જ છે ?**

ઉત્તર—

આ પ્રશ્નનો એવો અર્થ થાય કે જો તમે તમારા ઇષ્ટ મન્ત્ર માટે જ શાસ્ત્રસિદ્ધ મોક્ષદાતૃત્વરૂપી પ્રશંસાને વાસ્તવિક માનો અને તેવા જ અન્ય વાક્યોને અર્થવાદ માનો તો અન્ય મન્ત્રોને પોતાના ઇષ્ટમન્ત્રત્વે સ્વીકાર-નારને પણ તમારા મન્ત્રો માટેની પ્રશંસાને અર્થવાદ કહેવાનો હક છે. તેથી એકને વાસ્તવિક અને અન્યને અવાસ્તવિક કહેવાય નહિ.

પણ અમે જ્યાં સર્વમન્ત્રોને માટે તમે કહો છો તે રીતે અર્થવાદરીત્યા સ્વીકારીએ જ છીએ અમે તો મન્ત્રનિષ્ઠદેવતાના તારતમ્યથી તેનો નિર્ણય કરીએ છીએ તેથી તમે કરેલા પ્રશ્નનુ મૂલ જ વિશીર્ણ થઈ જાય છે

**ચોથાનો પાંચમો પ્રશ્ન**
(ઓગણત્રીશમો પ્રશ્ન)

**શૈવ, શાક્તાદિ મન્ત્રોનું મોક્ષદાતૃત્વ સ્વીકારો છો કે નહિ ?**

ઉત્તર—

મન્ત્રોમાં મોક્ષદાતૃત્વ દેવતાના પ્રસાદથી જ પ્રાપ્ત થાય છે મોક્ષને આપનાર તો સર્વવન્દિત મુકુન્દ જ છે તે જ પ્રભુના અંશો સર્વદેવો છે સકામપુરુષો જ તેમનો આશ્રય કરે છે. પ્રભુ જ સકામ પુરુષોને તે તે દેવતાઓ દ્વારા, માહાત્મ્યબુદ્ધિથી ફલ અર્પે છે આથી કેવલ વૈષ્ણવી મન્ત્ર જ મોક્ષને આપનાર છે અન્ય ભક્તોને કામના અર્પે છે અન્ય દેવતાઓના મન્ત્રો સાક્ષાત્ મોક્ષ આપનારા નથી. તેમને પ્રભુના તે તે સ્વરૂપો દ્વારા ત્રૈવર્ગિક ફલ જ મળે છે. આથી, મોક્ષને આપનાર કેવલ શ્રીકૃષ્ણની સેવા જ છે એ જ કૃષ્ણ દેવોને આનન્દ પમાડનાર છે શિવભક્ત્યાદિ મુક્તિને આપનાર નથી તેથી તે વિના અમારૂ અન્ય દૈવત નથી તેથી વૈષ્ણવમન્ત્રો જ મુક્તિને આપનારા છે એમ શાસ્ત્રો સારી પેઠે કહે છે, નહિ કે શૈવશાક્તાદિ મન્ત્રો.

**ચોથાનો છઠ્ઠો પ્રશ્ન**
(ત્રીશમો પ્રશ્ન)

**જો અન્ય મન્ત્રોનું મોક્ષદાતૃત્વ સ્વીકારો છો તો તેમની નિન્દા શા માટે કરો છો ?**

ઉત્તર—

આ પ્રશ્નમાં अस्ति અને चेत् શબ્દોથી શૈવશાક્તાદિ મન્ત્રોના મોક્ષદાતૃત્વના પક્ષનું જ અવતરણ થાય છે. તેથી આ પ્રશ્ન ઉપરના પ્રશ્નના ઉત્તર–તે મન્ત્રો મોક્ષ દેનારા નથી–તેથી જ–દત્તોત્તર છે

હવે તમે નિન્દાને માટે પૂછો છો, તો નિન્દા શબ્દથી શુ અવિદ્યમાન દોષનું કીર્તન તમને વિવક્ષિત છે કે વિદ્યમાન દોષનુ કીર્તન ? અથવા અમે તે મન્ત્રોનું ગ્રહણ અને જપાદિક કેમ કરતા નથી તે વિવક્ષિત છે ?

પ્રથમ પક્ષ—અવિદ્યમાનદોષકીર્તન–યોગ્ય નથી કારણ કે અમારા બ્રહ્મવાદમાં સર્વ જ બ્રહ્મરૂપે છે. નદી,

સમુદ્ર વગેરે સર્વ જ પ્રભુનુ શરીર છે, તેથી સર્વને અનન્યરીતે પ્રણમે–ઇત્યાદિ વાક્યોથી સર્વને જ પ્રણામ કરવાનુ જણાવેલુ હોવાથી અમારા સમ્પ્રદાયમાં કોઈની નિન્દાને અવકાશ જ નથી

દ્વિતીય પક્ષ—વિદ્યમાનદોષનુ કીર્તન–પણ યોગ્ય નથી કારણ કે જો કોઈ વિદ્યમાનદોષ કહે તો તે નિન્દા થતી નથી જો તેમ ન હોય તો સર્વ વસ્તુઓમાં તાત્ત્વિકરીતે જે ગુણદોષ છે તેનુ વર્ણન કરનારા જ્યોતિષ અને આયુર્વેદાદિ શાસ્ત્રો પણ નિન્દા કરનારા હોવાથી અગ્રાહ્ય ઠરે

ત્રીજો પક્ષ—અમે તે મન્ત્રોનુ કેમ ગ્રહણ કરતા નથી–પણ યોગ્ય નથી કારણ કે પરધર્મનુ આચરણ ન કરવુ એ તો શાસ્ત્રસિદ્ધ જ છે આથી જ યાજ્ઞવલ્ક્ય-સ્મૃતિના તૃતીયાધ્યાયમાં આપત્તિને સમયે પણ બ્રાહ્મણે હીન–હીનતર–હીનતમથી પણ પ્રતિગ્રહ કરવો શ્રેષ્ઠ છે, પણ ક્ષાત્રવૃત્તિરૂપ પરધર્મ સેવવો નહિ એમ જણાવ્યુ છે આથી શ્રીનન્દનન્દન એવા પ્રભુના ચરણને સાનન્દ –અમન્દરીતે નમીએ છીએ અન્ય દેવો પ્રભુ સાથે શુદ્ધ અદ્વૈતવાળા હોવાથી અમે તેમને નિન્દતા નથી

**ચોથાનો સાતમો પ્રશ્ન**
(એકત્રીશમો પ્રશ્ન)

**જો શૈવાદિ મન્ત્રો મોક્ષ આપનારા નથી, તો તેમ પ્રતિપાદન કરતા શાસ્ત્રની સંગતિ શી રીતે થાય ?**

**ઉત્તર—**

તમે જણાવો છો તેવું શાસ્ત્રવચન જ દુર્લભ છે. કદાચિત્ તેવુ વાક્ય સમ્ભવે, તો તે વાક્ય તામસજીવ-પરત્વે છે, એ રીતે તેવા શાસ્ત્રાર્થની સઙ્ગતિ થાય છે બુદ્ધિમાન્ પુરુષોની પ્રીતિ ગોપીપતિ એવા પ્રભુના ચરણમાં જ હોય છે

**ચોથાનો આઠમો પ્રશ્ન**
(બત્રીશમો પ્રશ્ન)

**જેને પત્ની નથી, તેવાઓને દીક્ષા આપવાનો અધિકાર છે કે નહિ ?**

**ઉત્તર—**

ગુરુ પત્નીયુક્ત હોય કે અપત્નીક હોય, જીવોના ઉદ્ધાર માટે યત્નવાળો જ હોય છે ત્યાથી તે જો દીક્ષા આપે તો તેને દોષ નથી જે હંમેશ જ બ્રહ્મચર્યવ્રત ધારણ કરનારા છે, એવા સનકાદિને પણ દીક્ષાદાનમાં અધિકાર છે ઉદ્યોગપર્વ–ભારતમાં તેમણે વિદુરજીને દીક્ષા આપી એમ જણાવ્યુ છે. વળી તેમણે જ ધૃત-

રાષ્ટ્રને વિજ્ઞાનનો ઉપદેશ કર્યો છે એ તો પ્રસિદ્ધ જ છે તેમ જ ભાગવતના ચતુર્થસ્કન્ધમાં પૃથુરાજાને સનકાદિકે ઉપદેશ કર્યો એમ જણાવ્યુ છે નારદપઞ્ચરાત્રમાં પણ નારદજીને સનકાદિકે ભગવન્મન્ત્ર-કવચાદિનો ઉપદેશ કર્યો એમ જણાવ્યુ છે નારદજીએ પણ કે જે આજન્મ બ્રહ્મચારી છે, વ્યાસજીને ભગવન્મન્ત્રની દીક્ષા આપી એમ નારદપઞ્ચરાત્ર અને બ્રહ્મવૈવર્તાદિમાં પ્રસિદ્ધ છે વળી ભાગવત અને ગૌતમીતન્ત્રમાં પણ નારદે ધ્રુવને દ્વાદશાક્ષર મન્ત્રનો ઉપદેશ કર્યો એમ જણાવ્યુ છે વળી વ્યાસાદિને નારદે જ્ઞાનોપદેશ કર્યાનો ઉલ્લેખ પણ ભાગવત, વગેરેમાં સ્પષ્ટ છે એ રીતે અપત્નીક નારાયણ મહર્ષિએ સિંહથી લીધેલા બ્રાહ્મણ બાલકને ભગવન્મન્ત્રનો ઉપદેશ કર્યો તે પણ નારદપઞ્ચરાત્રમાં છે એજ રીતે પુરાણોમાં અન્યત્ર પણ તેવા ઇતિહાસો આંખ ઉઘાડીને જોઈ લેવા

વળી, જે દિવસે વૈરાગ્ય થાય તે જ દિવસે સન્યાસ ગ્રહણ કરવો અવિપ્લુત બ્રહ્મચર્ય જે આશ્રમમાં ચાહે તેમાં પ્રવેશ કરે ઇત્યાદિ શ્રુતિસ્મૃતિવાક્યોથી આશ્રમસમુચ્ચય પક્ષ સ્વીકારી સન્યાસાશ્રમ ગ્રહણ કરનારને પણ દીક્ષાદાનનો અધિકાર છે જેમ શઙ્કરાચાર્યને દક્ષિણામૂર્તિની દીક્ષાનો અધિકાર છે આથી જ યાજ્ઞવલ્ક્યસ્મૃતિના પ્રાયશ્ચિત્તાધ્યાયના વાનપ્રસ્થપ્રકરણમાં "सुतन्यस्तपत्नीक." ઇત્યાદિ વાક્યની મિતાક્ષરામાં વાનપ્રસ્થાશ્રમીને વૈતાનાગ્નિસાધ્યકર્મમાં અધિકાર પ્રાપ્ત થાય છે દીક્ષા પણ દાન જ છે દાન, ગાય, પૃથ્વી અને સરસ્વતી ભેદે ત્રણ પ્રકારે સામવેદના સાંહિત્ય ઉપનિષદ્‌માં અને બૃહસ્પતિસ્મૃતિમાં જણાવ્યુ છે આથી અમારા સમ્પ્રદાયમાં પરમ્પરાથી નારદ—શુક—અને દેવાદિ આચાર્યો પત્નીરહિત હોવા છતાં દીક્ષા આપે છે, તેમાં શાસ્ત્રનો પણ વિરોધ નથી તેથી પત્ની રહિતને પણ દીક્ષાદાનનો અધિકાર છે

ચતુર્થાષ્ટક સમાપ્ત.

## પાંચમો પ્રધાન પ્રશ્ન

અત્યાવશ્યક, તમારો કયો ધર્મ છે ?

ઉત્તર—

સ્વગુરુના મુખથી શ્રીકૃષ્ણના મન્ત્રોનું ગ્રહણ, પ્રભુનુ શ્રવણ, કીર્તન, સ્મરણ, પાદસેવન, અર્ચન, વન્દન, દાસ્ય, સખ્ય અને આત્મનિવેદન, સ્વાચાર્યદર્શિતરીત્યા અનુષ્ઠિતિ, આ ધર્મ અમારો આવશ્યકધર્મ છે, કે જે વેદવેદાન્તમાં કહ્યો છે આ ધર્મ વૈષ્ણવત્વપ્રયુક્ત છે તેમ જ અધ્યાપનાદિ, પ્રજારક્ષણાદિક, વ્યાપારાદિક અને દ્વિજસેવાદિક વર્ણપ્રયુક્ત ધર્મ છે તે જ રીતે તે તે આશ્રમપ્રયુક્ત ધર્મો પણ છે તે સર્વે જ આવશ્યક છે. તેમનું અનુષ્ઠાન યથાર્થ રીતે થાય છે જ. તેમાં વર્ણાશ્રમથી પ્રાપ્ત ધર્મપ્રત્યવાયની નિવૃત્તિ માટે કરીએ છીએ જ્ઞાનમાં અધિકાર પ્રાપ્ત થવા માટે તેમની જરૂર છે, તેથી તેવા ઉજ્વલ ધર્મોનું અનુષ્ઠાન કરીએ છીએ. તેમનાવડે ચિત્તને શુદ્ધ કરીને તે વર્ણાશ્રમધર્મોનુ અનુષ્ઠાન જ્ઞાનભક્ત્યાદિની સિદ્ધિ માટે છે પ્રભુની સેવાદિક ધર્મો સાક્ષાત્ મોક્ષને માટે આચરીએ છીએ આથી જ અમારા આચાર્યચરણે પણ તે બન્ને ધર્મો જણાવ્યા છે વર્ણાશ્રમાદિક જે ધર્મો વૈષ્ણવત્વપ્રયુક્ત છે તે જ આચરીએ છીએ અન્ય દેવતાના મન્ત્રો કે તેમની ઉપાસના અથવા પુત્રેષ્ટયાદિ કામ્ય હોવાથી તેમને વર્જ્ય માનીએ છીએ તે આવશ્યક નથી. અન્ય દેવતાઓની ઉપાસના કરતા નથી તેમાં હેતુ यो वै स्वा देवता ઇત્યાદિ શ્રુતિથી પ્રાપ્ત થતો નિષેધ જ છે તેમ જ वायव्य श्वेतमालभेत भूतिकामः ઇત્યાદિ કેવલ કામ્ય કર્મો પણ કરતા નથી કારણ કે કામના જ નથી આ બધું અમે વેદાન્તચિન્તામણિમાં વર્ણવ્યુ છે જ

**પાંચમાનો પહેલો પ્રશ્ન**

(તેત્રીશમો પ્રશ્ન)

**જો હરિધ્યાનાદિકને તમે આવશ્યક કહો ત્યારે તમારે સન્ધ્યાગાયત્ર્યાદિને અનાવશ્યક કહેવું જોઇએ. ત્યારે તમારા મતમાં વર્ણાશ્રમની ગણના છે કે નહિ ?**

ઉત્તર—

અઙ્ગાઙ્ગિત્વે ઉભયમાં વિરોધ કહેવાને કોઈ પણ શ્રુતિયુક્તિને જાણનાર શક્ત નથી. ત્યારે ધ્યાનાદિકની આવશ્યકતાના વિધાનમાં સન્ધ્યાદિકની અનાવશ્યકતા શી રીતે હોય ? પરસ્પર વિરુદ્ધમાંથી કોઈ પણ એકનો સ્વીકાર કરતાં અન્યનુ અનાવશ્યકત્વ પ્રાપ્ત થાય અહી સન્ધ્યાવન્દન, ગાયત્રીજપાદિક કાંઈ પ્રભુના ધ્યાનમાં વિરુદ્ધ નથી, પ્રત્યુત અઙ્ગાઙ્ગિભાવે હોવાથી અનુકૂલ જ છે તેથી અમે ઉભયને આવશ્યત્વે સ્વીકારીએ છીએ ત્યારે તમારો આ પ્રશ્ન અવિચારે જ કરાયલો છે

જેમ જેમ શાસ્ત્રકથા વિચારાય છે તેમ તેમ યોગ્ય વચનો મળતા જ આવે છે બહુ લખવાથી થાક્યો છુ માટે પ્રભુના માર્ગમાં નકામો વાદ ન કરો ગતિ આપનારા સમ્પ્રદાયમાં વર્ણાશ્રમનુ વર્ણન પ્રભુમાં રતિના સુન્દર વિચારના સચ્ચયોથી કરવામાં આવ્યુ છે, તે જ સત્સમ્પ્રદાય છે અન્ય નહિ, એમ સમજો

**પાંચમાનો બીજો પ્રશ્ન**

(ચોત્રીશમો પ્રશ્ન)

**જે સન્ધ્યાદિવિહીન હોય તેમાં અબ્રાહ્મણત્વ તમને સમ્મત છે કે નહિ ?**

ઉત્તર—

સૂતકાદિ પ્રતિબન્ધ વિના, નિત્યસન્ધ્યાદિનો લોપ થતાં બ્રાહ્મણ્ય તિરોધાન પામે છે તેમ જે દેવના દેવ એવા રમાપતિ પ્રભુની સેવાદિમાં જે રોકાયલો નથી તેવાનુ બ્રાહ્મણ્ય લોપાય છે અને જે વૃથા કર્મલોપ કરે છે તેનું પણ બ્રાહ્મણ્ય નષ્ટ થાય છે એમ શાસ્ત્રથી સુસમ્મત છે

અહી બ્રાહ્મણ્ય એટલે **ब्रह्मानन्दं क्षत्रमुजौ महात्मा** આ દ્વિતીયસ્કન્ધ શ્લોકના સુબોધિનીજીમાં શ્રીમદાચાર્યચરણે દેખાડી છે તે દિશાએ બ્રાહ્મણબીજથી પરિણીત બ્રાહ્મણક્ષેત્રમાં ઉત્પન્ન થયેલા શરીરમાં ગર્ભાધાનાદિ સસ્કારોવડે ઉત્પન્ન થનારી દેવતા છે સન્ધ્યાવન્દનાદિના લોપથી, મ્લેચ્છાન્ન-ભક્ષણથી, પ્રતિકૂલ આચરણથી પ્રાયશ્ચિત્ત ન કરે તો તેનુ તિરોધાન થાય છે ફરીથી તેના પ્રાદુર્ભાવ માટે સ્વલ્પ વૈગુણ્યે સ્વલ્પ અને ગુરુ વૈગુણ્યે પુનઃસસ્કારાદિરૂપ ગુરુ પ્રાયશ્ચિત્તો છે

જેમ શાસ્ત્રોક્તવિધિએ પ્રતિમામાં પ્રતિષ્ઠા કરવાથી દેવતાનો આવિર્ભાવ થાય અને કોઈ કારણે દેવતાનુ તિરોધાન થતાં સ્વલ્પ વૈગુણ્યે પ્રોક્ષણ, પઞ્ચામૃતસ્નાનાદિકથી પુન. પ્રાદુર્ભાવ થાય છે જો મ્લેચ્છાદિના સસર્ગથી અતિશય અનાચાર થતાં પુન· પ્રતિષ્ઠા કરતાં દેવતાનો પ્રાદુર્ભાવ થાય તેથી જ્યાં સચ્છાસ્ત્રોના વિચારથી સ્વચ્છાચારવાળો સત્પુરુષનો માર્ગ છે, ત્યાં અસત્તર્કના સમ્પર્કથી કર્કશ અકસ્માત્ શાથી આવો પ્રશ્ન થાય?

પાંચમાનો ત્રીજો પ્રશ્ન
(પાત્રીશમો પ્રશ્ન)

**સન્ધ્યાવન્દનાદિ ન કરવાથી પ્રાપ્ત થતું પ્રાયશ્ચિત્ત તમને સમ્મત છે કે નહિ?**

ઉત્તર—

તમે બલાત્કારે દેખાડેલુ પ્રાયશ્ચિત્ત સમ્મત નથી કારણ કે તમે બાળકની પેઠે આવા સર્વસમ્મત વિષયમાં પ્રશ્ન કરો છો ઉપરના પ્રશ્નમાં સન્ધ્યા ન કરવાથી બ્રાહ્મણ્યનો અભાવ થાય છે એમ પ્રતિપાદન કર્યું છે હવે સન્ધ્યા ન કરવાથી કેવલ પાપ જ થાય એમ પૂછનારની આ પૂર્વાપરાનુસન્ધાનની ચતુરતા છે. અસ્તુ સન્ધ્યાનો લોપ સકૃત્ કે અભ્યાસથી થતાં જુદા જુદા પ્રકારના પ્રાયશ્ચિત્તો શાસ્ત્રસિદ્ધ છે તે તે અધિકારીએ પાપનો નાશ કરવા માટે તેવાં પ્રાયશ્ચિત્તો કરવાં આવા સર્વસમ્મત વિષયમાં કયા આસ્તિકની સમ્મતિ ન હોય? સન્ધ્યાદિ નિર્મલ કર્મ નિત્ય કરનાર એવા અમને પ્રાયશ્ચિત્તનો પ્રસઙ્ગ જ નથી કારણ કે અમારા ચિત્તમાં હમેશ હરિ સ્થિતિ કરે છે

પાંચમાનો ચોથો પ્રશ્ન
(છત્રીશમો પ્રશ્ન)

**ગૃહસ્થાશ્રમીઓને પઞ્ચદેવનું પૂજન આવશ્યક છે કે નહિ?**

ઉત્તર—

સર્વ જ ગૃહસ્થાશ્રમીઓને પઞ્ચદેવનું પૂજન આવશ્યક નથી તેવો શિષ્ટાચાર પણ નથી પોતાને જે ઇષ્ટ હોય તે જ દેવનુ હમ્મેશ પૂજન કરવુ, એમ પ્રામાણિક ઘણા નિબન્ધોમાં નિર્ણય કર્યો છે જેમને પઞ્ચદેવની દીક્ષા હોય તેમને જ નિત્ય પઞ્ચદેવના અર્ચનનો વિધિ છે. જે સમ્પ્રદાયોમાં એકેક જ દેવનુ પૂજન છે, તે સમ્પ્રદાયના અનુયાયીઓએ તેનુ ઉલ્લઙ્ઘન સર્વથા ન જ કરવુ હમ્મેશ દેવાર્ચન કરવુ પણ બહુ દેવની ભક્તિ નિન્દિત છે બૃહદારણ્યક ઉપનિષદ્માં પણ એક જ

દેવનુ અર્ચન પુણ્યરૂપ છે એમ જણાવ્યુ છે તે જ રીતે સાયણમાધવપ્રભૃતિએ પરાશરસ્મૃતિની વ્યાખ્યામાં નિર્ણય કર્યો છે કિન્તુ કલિયુગમાં વિષ્ણુ કે શિવ એ બેમાંથી એકનુ અર્ચન જ મુખ્ય છે તેમનુ જ કીર્તન કરવાથી કલિના મલનો નાશ થાય છે વલી સન્ધ્યા-વન્દનાદિની પેઠે નિત્યત્વ હોવાથી અને સર્વ વૈદિક કર્મો દેવપૂજામૂલક હોવાથી દરેકે તે અવશ્ય કર્તવ્ય છે જ તેથી બધાએ શાલગ્રામશિલા અને દ્વારવતી ચક્રનુ પૂજન કરવુ અથવા પ્રતિમા સાથે તેમનુ પૂજન કરવુ પ્રતિ-માનુ પૂજન કરવાનો સર્વને અધિકાર છે. જ્યારે શાલ-ગ્રામનુ પૂજન કરવાનો અધિકાર સ્ત્રીઓને અને શૂદ્રોને નથી માટે તેમણે બ્રાહ્મણ દ્વારા પૂજન કરવુ. જે નિત્ય અર્ચન કરતો નથી તે પ્રત્યવાયી થાય છે. દેવાર્ચન વિના માણસ નરકનો અધિકારી બને છે, પણ જે શાલગ્રામા-દિકનુ અર્ચન કરે છે તે નહિ શાલગ્રામનો મહિમા વર્ણવી શકાતો નથી સૂતકાદિમાં પણ નિત્ય દેવાર્ચનનો લોપ નથી ગુરુએ પધરાવી આપેલ સ્વરૂપની સેવા નિત્ય કરવી એ જ સર્વ દેવનો દેવ છે મૂર્તિનો ઉત્કર્ષ ભારતવર્ષમાં છે તેથી શ્રીકૃષ્ણમૂર્તિનુ સેવન કરવુ, નહિ કે દુર્ગાદિ ઉગ્ર દેવોનુ કે જે મોક્ષ આપી શકતા નથી. અન્ય દેવોની સેવા કામ્ય છે અને સાન્ત ફલ છે, અનિત્ય છે તે અવૈધયાગરૂપા હોવાથી વૈષ્ણવોને માટે નિષિદ્ધ છે આથી જ શાસ્ત્રસેતુરૂપ હેતુઓવડે વિદ્વા-નોમાં પતાકારૂપ પણ્ડિતોએ શ્રીપતિ પુરુષોત્તમની જ સેવા કરવા જણાવ્યું છે.

**પાંચમાનો પાંચમો પ્રશ્ન**

(સાડત્રીશમો પ્રશ્ન)

**પાર્થિવ પૂજા વિના ભોજન કરવું ઉચિત છે કે નહિ ?**

ઉત્તર—

આ પ્રશ્નનો જવાબ ઉપરના પ્રશ્નમાં જ આવી જાય છે. તથાપિ તથ્ય અને મનુષ્યોને પથ્ય થાય તેમ કહીએ છીએ. કોઈ પણ ઠેકાણે પાર્થિવ પૂજાને નિત્ય કહી નથી કામ્ય જ કહી છે તેથી પાર્થિવ પૂજા વિના પણ ભોજન કરવાનો ગૃહસ્થને દોષ નથી, ત્યારે પ્રભુના અનન્ય દાસ એવા વૈષ્ણવોને તો દોષ હોય જ ક્યાંથી ?

શૈવને પાર્થિવ પૂજા આવશ્યક છે અન્યને કામ્ય છે તે વિના જો ગૃહસ્થાશ્રમી ભોજન કરે તો દોષ નથી

**પાંચમાનો છઠ્ઠો પ્રશ્ન**
(અડત્રીશમો પ્રશ્ન)

**બલિ વૈશ્વદેવાદિ કરવું કે નહિ ?**

ઉત્તર—

પ્રથમ તો સ્થલભેદે અનાવશ્યક જ છે છતાં શાસ્ત્રોક્ત રીતે કરવાનુ છે કારણ કે ન કરવાથી પ્રત્યવાય થાય છે અને કરવાથી સત્ફલની પ્રાપ્તિ છે સત્ફલ મોક્ષોપયોગી હોવાથી પ્રભુના પ્રસાદથી વૈષ્ણવે વૈશ્વદેવાદિક કરવાં અધિકારને અનુસરીને માણસોએ વૈશ્વદેવાદિક કરવાં કારણ કે નિત્યનૈમિત્તિક કર્મો આવશ્યક છે જ્ઞાનનિષ્ઠ દ્વિજો જો વૈશ્વદેવાદિક ન કરે તો પણ પ્રત્યવાય નથી એમ મન્વાદિકના વચનથી સિદ્ધ થાય છે તેથી તેવો અધિકારી ન કરે તો પણ ક્ષતિ નથી. કાર્ય અને અકાર્યનો વિચાર તો એક પ્રભુ જ જાણે છે. પણ પોતાના આચારને અનુસરી, કુલધર્મને અનુસરી યથાશક્તિ અને યથાબુદ્ધિ કર્મ કરવું નિર્મલ સત્કર્મ નિરાકુલ રીતે જ બધાએ કરવુ આથી જ પ્રભુએ પણ કહ્યુ કે कर्मणो गहना गतिः

**પાચમાનો સાતમો પ્રશ્ન**
(ઓગણચાળીશમો પ્રશ્ન)

**ભગવન્નિવેદિતના ગ્રહણમાં વિધિનિષેધની સંગતિ શી રીતે થાય ?**

ઉત્તર—

પ્રભુએ નિવેદન કરેલી વસ્તુ પ્રસાદરૂપે પ્રાપ્ત થાય તે મહાભાગ્ય છે સર્વને તે અત્યન્ત દુર્લભ છે. તેનો ત્યાગ કરે તે અભક્ત કહેવાય. અભક્તને તે અપાય પણ નહિ નિર્માલ્યાદિનો નિષેધ અન્ય દેવતાપરક છે. શિવનિર્માલ્યનું ગ્રહણ નથી નિષેધભ્રમકરતાં વાક્યોનો નિર્ણય શિવનિર્માલ્યપરત્વે કર્યો છે. તેથી, નિત્ય ભગવદ્ભક્તોએ તો પ્રભુનો પ્રસાદ જ લેવાનો છે. નિવેદન કર્યા વિના કોઈ વસ્તુનું ગ્રહણ નથી. ભગવન્નિવેદિત વસ્તુનું ભોજન કરવા માટે શ્રુતિ, સ્મૃતિ અને પુરાણોમાં વિધાન છે નિવેદિત પદાર્થના ગ્રહણથી પુણ્યાતિશય થાય છે. તે ચિત્ત શુદ્ધ કરે છે પાપનો નાશ કરે છે. તેથી પ્રભુનો પ્રસાદ જ લેવો, કે જે અનેક સત્ફલોનો સાધક છે. નિવેદન કર્યા વિના કાંઈ પણ ખવાય જ નહિ નિવેદન કર્યા વિના લેવાથી અત્યન્ત દોષ પ્રાપ્ત

થાય છે. સર્વસાધારણ ગ્રન્થોમાં પણ તેનુ વર્ણન વિસ્તાર સાથે મળે છે પ્રભુને અર્પણ કરેલી વસ્તુઓનુ ગ્રહણ કરવાના જે વિધિવાક્યો છે તેની વ્યવસ્થા પણ કહી છે. આથી પ્રભુનો પ્રસાદ ગ્રહણ કરીને પ્રસન્નતા મેળવવી.

પાંચમાનો આઠમો પ્રશ્ન

(ચાળીશમો પ્રશ્ન)

**અન્ય દેવતાઓને નિવેદિત અન્ન ભોજ્ય છે કે નહિ ?**

ઉત્તર—

અન્ય દેવતાઓને નિવેદિત અન્નના ભોજનનો નિષેધ છે સૌરશાક્તાદિ નૈવેદ્યના ભોજનનુ પ્રાયશ્ચિત્ત નિબન્ધ ગ્રન્થોમાં જણાવ્યુ છે તેમાંય શિવનિર્માલ્યનો સસર્ગ ન જ કરવો. શિવને નિવેદિત અન્નના ભક્ષણનો પણ કોઈક ઠેકાણે વિધિ છે તે પણ પઞ્ચદેવાર્ચનના અઙ્ગત્વે છે, કારણ કે પઞ્ચદેવમાં શાલગ્રામ હોવાથી દોષનુ શોધન થઈ જાય છે. વૈષ્ણવોએ તે લેવાનું નથી. કારણ કે વૈષ્ણવોએ અનન્યવ્રત ગ્રહણ કરવાનું છે. વૈષ્ણવોની તેવી પરમ્પરા પણ નથી. તેથી અમારે અન્ય કોઈ પણ દેવને સમર્પેલુ અન્ન લેવાય નહિ. રમાપતિ પ્રભુની અધરસુધાથી મિશ્રિત અન્ન જ અમારે ગ્રાહ્ય છે અમારે તો કન્દર્પના દર્પનું હરણ કરનાર, આનન્દના સન્દોહનુ મન્દિર એવા પ્રભુનો જ પ્રસાદ લેવાનો છે.



## છટ્ઠો પ્રધાન પ્રશ્ન

**તમારા માર્ગમાં તિલક કેવું છે અને તે શાથી કરવાનું છે ?**

ઉત્તર—

અમે નિર્દોષ એવુ ઊર્ધ્વપુણ્ડ્ર તિલક જ કરીએ છીએ. તે ગોપીચન્દનથી મિશ્રિત ભગવત્પ્રસાદી કુઙ્કુમાદિ દ્રવ્યથી કરાય છે આ વૈષ્ણવનુ ચિહ્ન હોવાથી, પાવન હોવાથી, પાપનો નાશ કરનાર હોવાથી, આવશ્યક હોવાથી અને પ્રભુને પમાડનાર હોવાથી કરાય છે.

છઠ્ઠાનો પહેલો પ્રશ્ન

( એકતાળીશમો પ્રશ્ન )

**તમારા સમ્પ્રદાયમાં શ્રીસ્વામિનીજીને કેવું તિલક કરવાનું વિધાન છે ?**

ઉત્તર—

ઈશ્વર કાંઈ વેદના વાક્યોથી નિયોજ્ય નથી. પ્રભુને અને શ્રીસ્વામિનીજીને જેવુ રુચિર લાગે તેવુ જ તિલક કરવુ તેમાં પરમ્પરા જ પ્રમાણ છે મૃગમદાદિ દ્રવ્યોથી તે થાય છે પ્રભુને જે દ્રવ્યોથી તિલક થાય તે જ દ્રવ્યોથી શ્રીસ્વામિનીજીને પણ તિલક થાય, તે સ્ત્રીને યોગ્ય આકારવાળુ હોય શાસ્ત્રમાં પણ लोकवत्तु लीलाकैवल्यम् ઇત્યાદિ સૂત્રમાં લોકવત્ સર્વ કરવાનુ જણાવ્યુ છે. તિલક એ પૂજાનુ અઙ્ગ હોવાથી પ્રભુને ઊર્ધ્વપુણ્ડ્રતિલક કોઈ પણ ઉક્ત અને સુન્દર દ્રવ્યથી કરવુ આપણો જેવો પરમ્પરાગત આચાર હોય તેમ કરવુ. શ્રીસ્વામિનીજીને સ્ત્રીને યોગ્ય લાગે તેવુ જ ભક્તોએ તિલક કરવું.

છઠ્ઠાનો બીજો પ્રશ્ન

( બેતાળીશમો પ્રશ્ન )

**તમારા શિષ્યોને અને તેમની સ્ત્રીઓને સમાનરીતિથી જ તિલક છે કે વૈલક્ષણ્યે ?**

ઉત્તર—

પુરુષોએ ઊર્ધ્વપુણ્ડ્ર કરવાનો વિધિ છે. સ્ત્રીઓને ઊર્ધ્વપુણ્ડ્રનો વિધિ ક્યાંયે નથી તિલક વૈદિક હોવાથી પતિએ કર્યુ એટલે તેનુ ફલ સ્ત્રીઓને પ્રાપ્ત જ છે. અહી વૈદિકત્વ એટલે વેદમન્ત્રના ઉચ્ચારણપૂર્વક કરવાનો બધો પ્રકાર એમ સમજવુ. સ્ત્રીઓએ ઊર્ધ્વપુણ્ડ્ર કરવું નહિ સુન્દર અને સ્પષ્ટ બિન્દુરૂપ જ ચાંદલો કરવો.

છઠ્ઠાનો ત્રીજો પ્રશ્ન

( તેતાળીશમો પ્રશ્ન )

**દ્રવ્યભેદમાં પ્રમાણ શું છે ?**

ઉત્તર—

ઊર્ધ્વપુણ્ડ્રતિલકને માટે પ્રભુનું પ્રસાદી ગોપીચન્દનાદિકનુ જ ગ્રહણ છે. અથવા પ્રભુનું પ્રસાદી ચન્દન લેવું. તે માટે શાસ્ત્રોમાં ઘણો વિસ્તૃત વિચાર કર્યો છે જ.

છઠ્ઠાનો ચોથો પ્રશ્ન
( ચુવાળીશમો પ્રશ્ન )

**તિલકના આકારભેદમાં પ્રમાણ શું ?**

ઉત્તર—

માધવાદિકે તિલકના આકાર માટે ઘણા વિસ્તાર સાથે વર્ણન કર્યું છે તેમાંથી તાત્પર્યરૂપે સ્વપરમ્પરાથી પ્રાપ્ત આકાર જ ગ્રાહ્ય છે.

છઠ્ઠાનો પાંચમો પ્રશ્ન
( પિસ્તાળીશમો પ્રશ્ન )

**ભારત-મન્વાદિસ્મૃતિ-આચારાદર્શ વગેરે ગ્રન્થોમાં તિલકનું વિધાન છે કે નહિ ?**

ઉત્તર—

શ્રુતિમાં, પુરાણમાં અને બધા જ આહ્નિક ગ્રન્થોમાં ઊર્ધ્વપુણ્ડ્રનુ વિધાન છે અને તે સર્વને માન્ય છે તથાપિ, છે કે નહિ ? એવો સશય જ કેમ ઉદ્‌ભવે છે ? શઙ્કારૂપી કાદવમાં તમારૂ ચિત્ત દૂષિત થયેલુ છે તેને શ્રુતિસ્મૃત્યાદિરૂપ નિર્મલ જલથી શુદ્ધ કરવુ જોઈએ

છઠ્ઠાનો છઠ્ઠો પ્રશ્ન
( છેતાળીશમો પ્રશ્ન )

**આથી જ તિલકની આવશ્યકતાનું પ્રયોજન શું ?**

ઉત્તર—

પ્રશ્નકારનો આશય એવો હોવો જોઈએ, अत एव આ તસિલ્ પ્રત્યયાન્તસર્વનામથી એમ સમજાય છે કે પૂર્વોક્ત ભારતાદિગ્રન્થોમાં તિલક ઉક્ત નથી, તો તેની જરૂર શી ? જો જરૂર હોત તો ભારતાદિ ગ્રન્થોમાં જણાવ્યુ હોત જ્યારે તેમાં જણાવ્યુ નથી, ત્યારે તેની જરૂર નથી, એમ સમજાય છે

તમારા આ પ્રશ્નનો જવાબ પહેલાં જ અપાઈ ગયો છે તમે કહો છો કે તિલકનુ વિધાન નથી, જ્યારે અમે તેનુ પ્રતિપાદન સર્વ ગ્રન્થોમાં છે એમ કર્યું છે તેથી હવે આ પ્રશ્ન હેતુના અભાવે આવી શકે નહિ તથાપિ જેમ તમે પ્રશ્ન પૂછવાની ઉત્સુકતા સેવો છો, તમે અમે પણ ઉત્તર આપવાની ઉત્સુકતા સેવીએ છીએં, કારણ કે વૈષ્ણવોને કોઈ પૂછનાર નથી તેથી તેમના હૃદયમાં અસન્તોષ રહે છે સર્વ જ આહ્નિકના ગ્રન્થોમાં સન્ધ્યાવન્દનાદિની પેઠે તિલકની નિત્યતા જણાવી છે તિલક વિના કરેલુ સર્વ કર્મ નિષ્ફલ થાય છે અગ્નિહોત્રની સાથે તેની તુલનાનો અતિદેશ હોવાથી પણ નિત્ય છે. તિલક ધારણ ન કરે તો દોષ છે તેથી સર્વને ઊર્ધ્વપુણ્ડ્ર આવશ્યક છે તેની આવશ્યકતા સર્વસાધારણ ગ્રન્થોમાં છે. ઊર્ધ્વપુણ્ડ્ર જ શૈવોએ અને વૈષ્ણવોએ સદા કરવુ

એમ અમે ટાંકેલા વાક્યોમાં મળી આવે છે માટે ઉદાર દિલથી સર્વકોઈએ ઊર્ધ્વપુણ્ડ્ર જ કરવુ એમ સમજી લેવુ

**છઠ્ઠાનો સાતમો પ્રશ્ન**
(સુડતાળીશમો પ્રશ્ન)
**જુદા પ્રકારના તિલકની નિન્દામાં પ્રમાણ શું છે ?**

ઉત્તર—

અમે કમલનયન એવા પ્રભુના ચરણકમલના ભ્રમર છીએ, તેથી અમે કોઈપણ વિજાતીય તિલકાદિની નિન્દા કરતા જ નથી જે ખરા અદ્વૈતવાદી શિષ્ટપુરુષો છે, તે નિન્દ્ય વસ્તુનીયે નિન્દા કરતા નથી. ત્યારે જે શાસ્ત્રમાં જણાવ્યુ હોય તેની તેઓ નિન્દા શી રીતે કરે ? शुनि चैव श्वपाके च पण्डिताः समदर्शिनः કુતરો અને ચણ્ડાળ પ્રત્યે પણ પણ્ડિતો સમદર્શી હોય છે * એ ન્યાયે આચાર્યોએ કશાની જ નિન્દા કરી નથી માત્ર અમે અન્યધર્મત્વે અન્યતુ ભજન ન કરીએ. કારણ કે સ્વધર્મમાં મરણ પણ શ્રેયસ્કર છે અને પરધર્મ ભયાવહ છે.

તમે અન્ય તિલકધારણ કરતા નથી માટે અધારણત્વે નિન્દા થઈ એમ જો કહો તો સ્વશાખીય કર્મ કરતાં પરશાખીય કર્મની પણ નિન્દા પ્રાપ્ત થાય માટે કહું છુ કે દર્પણમાં મુખ જોઈ લો સુરૂપ કુરૂપતુ ભાન તમને મશારી મેળે જ થશે

બ્રાહ્મણોએ ઊર્ધ્વપુણ્ડ્ર જ ધારણ કરવુ. કારણ કે બ્રાહ્મણને માટે તેનો વિધિ છે. ઊર્ધ્વપુણ્ડ્ર એ વિષ્ણુચિહ્ન છે અને બ્રાહ્મણોએ વિષ્ણુચિહ્ન જ ધારણ કરવુ જોઈએ એમ શાસ્ત્રો કહે છે તેથી બ્રાહ્મણોએ ઊર્ધ્વપુણ્ડ્ર વિના ત્રિપુણ્ડ્રાદિધારણ ન કરવુ બ્રાહ્મણે ત્રિપુણ્ડ્રધારણ કરવાની નિન્દા શાસ્ત્રમાં છે અમે વિજાતીયમાં પણ નિન્દા કરવાનુ જાણુતા નથી. (અમે નિન્દા મેળવી જ નથી) માટે અમારે નિન્દાના પ્રમાણુની શોધ કરવાનું પ્રયોજન નથી

---

* સમદર્શિત્વે, ઈશ્વરાશત્વે વેદ્ય છે નહિ કે વ્યવહાર્યત્વે વ્યવહાર તો તત્તદ્વસ્તુગત છે ઘડો અને શકોરૂ બન્ને મૃત્કારણત્વે વેદ્ય છે નહિ કે તત્તદ્વ્યવહાર્યત્વે વ્યવહાર તત્તદ્વસ્તુનિયત છે વેદ્યતા કાર્યકારણભાવનિયત છે આ રહસ્ય સમજીને વર્તવુ

છઠ્ઠાનો આઠમો પ્રશ્ન
( અડતાળીશમો પ્રશ્ન )

**વિજાતીય તિલકનો અંગીકાર કરવામાં દોષ છે, તેમાં પ્રમાણ શું ?**

ઉત્તર—

તિલકની આવશ્યકતાનુ પ્રયોજન શુ, એમ તમે પૂછેલુ તેના જવાબમાં અમે બધું કહી દીધું છે તેમાં આ પ્રશ્ન ગતાર્થ છે છતાં કહીએ છીએ કે વિહિત આવશ્યકને ધારણ ન કરવુ એ જ દોષ છે. ઊર્ધ્વપુણ્ડ્ર વિનાના માણસને જોઈને સૂર્યનુ દર્શન એ પ્રાયશ્ચિત્ત પણ બતાવ્યુ છે જ્યારે ઊર્ધ્વપુણ્ડ્ર રહિતનુ મોઢુ જોવામાં પણ શાસ્ત્રકાર પ્રાયશ્ચિત્ત કહે ત્યારે વિજાતીય તિલકનો અઙ્ગીકાર કરવામાં દોષ છે એમ સ્હેજે સમજી શકાય તેમ છે. ઊર્ધ્વપુણ્ડ્ર રહિતનો શ્રીકૃષ્ણ ત્યાગ કરે છે, તેથી હવે આથી વિશેષ બીજો કયો દોષ કહેવો ?

શાસ્ત્રમાં સઙ્ગત એવા ઊર્ધ્વપુણ્ડ્રને માટે આઠે પ્રશ્ન સાથે આ પ્રશ્નનો ભઙ્ગ કર્યો. ઉત્તર આપનારનુ મઙ્ગલ થાઓ.



# સાતમો પ્રધાન પ્રશ્ન

**સર્વ શાસ્ત્રને સમ્મત શિવ–વિષ્ણુનો અભેદ તમને સમ્મત છે કે નહિ?**

ઉત્તર—

ક્ષર અને અક્ષરથી પર ભગવાન્ પુરુષોત્તમ છે તે નિર્ગુણ, અનન્તગુણ, અચિન્ત્ય અને અનન્તશક્તિમાન્ છે, નિત્ય, અનન્ત, નિજ–અભિન્ન એવા અચિન્ત્ય ધર્મનો આશ્રય છે, મહાન્ છે તે જ સત્–ચિત્–ગણિતાનન્દ એવો અક્ષર છે મુણ્ડક, બૃહદારણ્યક અને કઠવલ્લી ઉપનિષદોમાં એમ સ્ફુટ પ્રતિપાદન કર્યું છે સત્ત્વાદિક પ્રકૃતિના ગુણો અક્ષરને ઉપધાન કરે છે સત્ત્વથી ઉપહિત વિષ્ણુ, રજસ્થી ઉપહિત બ્રહ્મા અને તમસ્થી ઉપહિત મહાદેવજી છે, એમ એક જ બ્રહ્મ ત્રિધા છે ઉપાધિભેદે તેઓ ભિન્ન છે અને બ્રહ્મભાવે અભિન્ન છે. તેથી યે અન્ય ઉત્તમ પુરુષ છે, કે જે પરમાત્મા કહેવાય છે એ ભગવાન્ એકમાત્ર ભક્તિથી જ લભ્ય છે નિર્ગુણ છે અને સર્વનુ કારણ છે દાસ્યવાળા એવા અમારે વૃથાશ્રમ દૂર કરી એની જ સેવા કરવાની છે. વેદાદિમાં તેના ભેદ–અભેદ વર્ણવ્યા છે પણ ભક્તોના દુ:ખોનુ છેદન કરવા માટે પુમાન્–પુરુષોત્તમ પૃથક્ છે. સર્વથી પર છે.

**સાતમાનો પહેલો પ્રશ્ન**

( ઓગણપચાશમો પ્રશ્ન )

**તેમાં, જો અભેદ સમ્મત છે, તો તેવો ઉપદેશ કેમ કરતા નથી? પ્રત્યુત શિવ-પૂજાદિનો નિષેધ કેમ કરો છો?**

ઉત્તર—

શુ અહી અભેદ શબ્દથી અભેદનો ઉપદેશ જ વિવક્ષિત છે કે મન્ત્રોપદેશ? જો કેવલ અભેદોપદેશ વિવક્ષિત હો તો અમારા આચાર્યોએ ભાષ્ય, સુબોધિની વગેરેમાં ઉપદેશેલો છે જ. ( નિર્ણીત છે જ ) તે તે ગ્રન્થોના અધ્યયન સમયે શિષ્યોને પણ ઉપદેશ કરે છે, માટે તમારો આ પ્રશ્ન વ્યર્થ છે જો મન્ત્રોપદેશ માટે કહો તો ચોથા પ્રધાન પ્રશ્નમાં પાંચમાદિ પ્રશ્નોના ઉત્તરમાં તેનો જવાબ જોઈ લેવો

શિવપૂજાદિકનો નિષેધ કેમ કરો છો એમ જે પૂછ્યું, તે સત્ય છે, અમે તેનો નિષેધ કરીએ છીએ તમે એમ જ કહેવા માગો છો ને કે જ્યારે શિવ–વિષ્ણુનો અભેદ સ્વીકારો છો ત્યારે જેમ વિષ્ણુના રામ–કૃષ્ણાદિ

રૂપોનુ ઉપાસન કરો છો તેમ શિવનુ પણ ઉપાસન તમારે કરવુ જોઈએ, કારણ કે તે વિષ્ણુથી અભિન્ન છે? આનો જવાબ એ છે કે તાદાત્મ્યરૂપ અભેદ ગુણાવતાર-નો જ શિવ–વિષ્ણુનો છે જો અમે ગુણાવતાર એવા વિષ્ણુના ઉપાસક હોઈએ તો તમે કહો છો તેમ શિવો-પાસના પણ પ્રાપ્ત થાય જો અમે ગુણાવતારના ઉપા-સક ન હોઈએ તો પ્રાપ્ત ન થાય અમે તો સર્વકારણ-રૂપ એવા સર્વેશ્વર પુરુષોત્તમની સેવા કરીએ છીએ તેથી તેની સેવામાં જ સર્વદેવોની ઉપાસના ગતાર્થ છે અમારે તો સકલનો દેવ, દેવદેવ, લક્ષ્મીપ્રિય એવા પુરુષોત્તમ પૂજ્ય છે તેથી પ્રયોજનના અભાવે વામ-દેવાદિક અન્ય પૂજ્ય ન હોઈ શકે અન્ય દેવોનો દ્વેષ અમે કરતા જ નથી શાખાધિકરણન્યાયે કેવલ સ્વધર્મનુ આચરણ માત્ર અમે કરીએ છીએ **અમને અમારા ગુરુ શિવે જે સમ્પ્રદાય દેખાડ્યો છે તેને અમે અનુસરીએ છીએ.**

**સાતમાનો બીજો પ્રશ્ન**
(પચાશમો પ્રશ્ન)

**જો (શિવ–વિષ્ણુમાં) ભેદ હોય તો શાસ્ત્રોક્ત દોષભાગી થાય ?**

**ઉત્તર—**

જે લોકો શિવ અને વિષ્ણુમાં ભેદ છે એમ કહે તેઓ ભલે દોષભાગી થાય (અમે કહેતા નથી, એટલે અમને તે દોષ પ્રાપ્ત નથી) અમે તો તેમના તાદાત્મ્યે અભેદ જ વર્ણવ્યો છે. અથવા, તેમનો અભેદ છે એમ કહેવુ એ પણ ન્યૂનતા દેખાડ્યા જેવુ છે કારણ કે જેઓ "આ સર્વ જ બ્રહ્મ છે", "અહી નાના–અનેક–કાંઈ પણ નથી", "આ સર્વ આત્મભાવે જ છે" ઇત્યાદિ શ્રુતિયોને જોનારા છે, તેઓ તો સર્વ શુદ્ધ–અદ્વૈતરૂપે જ જુએ છે. તેમને વિષે દોષ પ્રાપ્ત કેમ થાય? અર્થાત્ ન જ થાય.

**સાતમાનો ત્રીજો પ્રશ્ન**
(એકાવનમો પ્રશ્ન)

**વળી, પૂર્વના આચાર્યોએ જેમ ભારતાદિની ટીકામાં વિરોધનો પરિહાર કર્યો છે તે પ્રમાણ છે કે નહિ ?**

**ઉત્તર—**

પ્રથમ તો ભારતાદિના ટીકાકારો શ્રીધર, ચતુર્ધર વગેરે આચાર્યપદવીએ પહોંચેલા ન હોવાથી તેમનું આચાર્યત્વ જ સ્વરૂપથી અસિદ્ધ છે. પ્રથમ જે આચાર્યનું લક્ષણ દેખાડ્યું છે તેનો તેઓમાં સમન્વય થતો નથી. કેવલ પૂર્વત્વથી જ પૂર્વાચાર્યત્વ કહેવાય નહિ. જો

તેમ થાય તો વિશેષ્યાભાવ પ્રયુક્ત વિશિષ્ટાભાવ દુષ્પરિહાર્ય થાય જો એમ કહેવા ઇચ્છતા હો કે પૂર્વાચાર્ય શઙ્કરાદિક અને ટીકાકાર શ્રીધરાદિકે કરેલા નિર્ણયોમાંથી કયાનુ પ્રામાણ્ય છે? તો ત્યાં સમુચ્ચાયક च શબ્દ જોઈએ

હવે ઉત્તર પણ સાંભળો પહેલાં જ "ભેદમાં સમ્મતિ છે કે નહિ" આ પ્રશ્નમાં જ અમે જણાવ્યુ છે કે અમારા આચાર્યને વેદાદિચતુષ્ટય પ્રમાણ ઇષ્ટ હોવાથી વેદાદિને અનુકૂલ જે કાંઈ હોય તે પ્રમાણ છે અને વિરુદ્ધ હોય તે અપ્રમાણ છે આથી જ ભારત—ભાગવતાદિ ટીકાસ્થ વિરોધપરિહારનું પ્રામાણ્ય કે અપ્રામાણ્ય શ્રુત્યાદિના વિરોધ અવિરોધે તમારે સમજી લેવુ જોઈએ અમારા સમ્પ્રદાયમાં શ્રીમદાચાર્યચરણ, શ્રીવિઠ્ઠલાચાર્ય, શ્રીપુરુષોત્તમજી, શ્રીગિરિધરજી ઇત્યાદિએ સુબોધિની, ટિપ્પણી, પ્રકાશ, બાલપ્રબોધિની વગેરે ભાગવતની ટીકાઓ કરી છે સામ્પ્રદાયિક શિષ્યોએ પણ ગોપાલભટ્ટ, બાલકૃષ્ણભટ્ટ, વ્રજનાથભટ્ટ વગેરેએ ટીકાઓ લખી છે. તેમાં શ્રુત્યાદિકને અનુસરીને વિરોધપરિહાર કર્યો છે તે અમારે માટે પ્રમાણ છે. જો ટીકાત્વે સર્વ જ ટીકાઓનું પ્રામાણ્ય કહેતા હો, તો ટીકાત્વે અમારા સમ્પ્રદાયની ટીકાઓનુંયે પ્રામાણ્ય તમે કેમ સ્વીકારતા નથી? ટીકાત્વે અવિશેષ તો તેમાંયે છે જ. જો એમ કહેશો કે ભિન્ન સમ્પ્રદાય હોવાથી અમે તેમનું પ્રામાણ્ય સ્વીકારતા નથી—ત્યારે એ જ અમારોયે જવાબ છે. तव पुरुषं वदन्त्यखिलशक्तिधृतोंऽशम् ઇત્યાદિ સ્થલમાં अंश इव अंशः कृत इव એ રીતે વ્યાખ્યાન કરનારને અને ગીતામાં "आसुरं पार्थ मे शृणु"થી શરૂ કરી "असत्यमप्रतिष्ठन्ते जगदाहुरनीश्वरम्" ઇત્યાદિમાં જણાવ્યા મુજબ જગત્‌ના અસત્યત્વવાદનો પ્રતિષેધ કરનારા વાક્યોનો असत्यमिति नास्ति सत्य वेदपुराणादिप्रमाणं यस्मिन् तादृश जगदाहुः એ રીતે વિચિત્ર વ્યાખ્યાન કરનારને શી રીતે પ્રમાણત્વે સ્વીકારીએ? તેથી અમારા આચાર્યોએ

શ્રુત્યાદિના વિરોધનો જે પરિહાર કર્યો છે તે જ સર્વાંશે પ્રમાણ છે ઇતર વ્યાખ્યાનકારોએ કરેલા વ્યાખ્યાનો શ્રુત્યાદિથી અવિરુદ્ધ હોય તે જ પ્રમાણ છે

સાતમાનો ચોથો પ્રશ્ન
(બાવનમો પ્રશ્ન)

**જો (અન્ય ટીકાકારો-નો નિર્ણય) પ્રમાણ છે તો તમારા ગ્રન્થોમાં વિરુદ્ધરીતે વર્ણન કેમ કર્યું છે ?**

ઉત્તર—

અમે સમ્પૂર્ણરીતે અન્ય ટીકાકારોનું પ્રામાણ્ય જ સ્વીકાર્યું નથી, ત્યારે તેની સ્વીકૃતિવાળો આ પ્રશ્ન જ ઉપસ્થિત થઈ શકતો નથી. અમારા સમ્પ્રદાયનો સિદ્ધાન્ત અનાદિ છે અને શ્રુતિસ્મૃત્યાદિને સમ્મત છે. કેટલાક વેદ–પુરાણાદિના વ્યાખ્યાતાઓએ તેથી વિરુદ્ધ વ્યાખ્યાન કર્યું, ત્યારે તેનુ ખણ્ડન કરીને સત્સિદ્ધાન્તની પ્રવૃત્તિને અર્થે ઈશ્વરાજ્ઞાથી અમારા આચાર્યનો અવતાર થયો. તેમણે પ્રમાણ–યુક્તિરૂપી દાવાનળથી દુર્વાદરૂપી કાનનને દગ્ધ કરીને શ્રુતિસ્મૃતિને અનુસરીને નિર્ણય કર્યો છે તેથી પ્રાચીન શ્રુતિસ્મૃતિ સાથે અમારો વિરોધ નથી. અર્વાચીનોની વાણી સાથે વિરોધ હોય તો તેથી ક્ષતિ પણ નથી

સાતમાનો પાંચમો પ્રશ્ન
(ત્રેપનમો પ્રશ્ન)

**જો (અન્ય ટીકાકારો) અપ્રમાણ છે, તો તેઓ વિજ્ઞ છે કે અજ્ઞ ?**

ઉત્તર—

તેઓ અર્થવિશેષમાં વિજ્ઞ જ છે. તેમણે કરેલા ટીકાદિ ગ્રન્થોમાં પોતપોતાના અભિપ્રાયથી વેદાદિનુ લાપન કરવાનું ચાતુર્ય કર્યું છે, વિરોધપરિહાર માટે વિવિધ પ્રકારની યુક્તિઓ જણાવી છે અને પોતે અભ્યાસ કરેલા વિષયોનું પાણ્ડિત્ય પણ પ્રદર્શિત કર્યું છે એમ પ્રત્યક્ષપણે અનુભવાય છે. પણ તેઓ સર્વાર્થજ્ઞ તો નથી જ. કારણ કે તેમનાયે ગ્રન્થોમાં અર્થવિશેષમાં તેમના કરતાં વધારે વિજ્ઞોએ તેમના દૂષણો પણ દેખાડેલા મળી આવે છે જ.

સાતમાનો છઠ્ઠો પ્રશ્ન
(ચોપનમો પ્રશ્ન)

**જો વિજ્ઞ હોય તો તેમનો લેખ પ્રમાણ જ છે.**

ઉત્તર—

તેઓ વિજ્ઞ જ છે. સર્વજ્ઞ નથી. જો સર્વજ્ઞ હોત તો તેમના જ વાક્યોમાં પરસ્પર વિરોધ ન હોત. જ્યારે પરસ્પર વિરોધ તો દેખાય છે જ. તમારા અભિમત ગ્રન્થકારોના રત્નપ્રભા, ભામતી, કલ્પતરુ વગેરે ભાષ્યનાં

વ્યાખ્યાનોમાં પરસ્પર વિરોધ અને પોતપોતાના અભિપ્રાય મુજબ ભાષ્યના અર્થને યોજેલો દેખાય છે વળી કેટલાક તમારા જ પક્ષવાળાઓએ સ્વીકારેલા પ્રતિબિમ્બવાદને તમારા જ બીજાઓ અવચ્છિન્નવાદનો આશ્રય લઈને દૂષ્ય ઠરાવે છે. એ જ રીતે ન્યાય–વ્યાકરણમાંયે દેખાય છે ત્યાંયે પ્રાચીન અને અર્વાચીનનો મતભેદ છે ધર્મશાસ્ત્રાદિમાંયે તેવો જ વિરોધ છે માધવ અને વિજ્ઞાનેશ્વરમાં તેવા વિરોધો સ્પષ્ટ જણાઈ આવે છે. તેથી જો તેઓ સર્વજ્ઞ હોત તો તેમની અન્દર પરસ્પર વિરોધ કેમ થાત? એક સર્વજ્ઞના વચનને બીજો સર્વજ્ઞ કેમ દૂષ્ય માને? આથી જ તેઓ વિજ્ઞ હોવા છતાં સર્વજ્ઞ ન હોવાથી તેમના લેખનુ સર્વરીતે પ્રામાણ્ય કોઈ પણ ન જ સ્વીકારે. તેઓ અજ્ઞ પણ નથી ને સર્વજ્ઞ પણ નથી કેવલ વિજ્ઞ છે તેથી તેમના લેખનુ પ્રામાણ્ય સર્વાંશે નથી

સાતમાનો સાતમો પ્રશ્ન
(પચાવનમો પ્રશ્ન)

**જો તેઓ અજ્ઞ હોય તો આખા જગત્‌થી વિરુદ્ધ કહેનારા તમે કેવા?**

ઉત્તર—

અમે તેમને વિષે સર્વથા અજ્ઞત્વનું ઉપપાદન કર્યું નથી તેમ અમે આખા જગત્‌થી વિરુદ્ધ બોલનારાયે નથી. અમારા જેવા જ જગત્‌માં ઘણા છે. જો કેટલાક અનભિમતવાદીઓને સર્વજગદ્વિરુદ્ધ કહી શકાતું હોય તો અનાદિસિદ્ધ એવા વૈષ્ણવમતો તમે તમારા ગ્રન્થોનો અનુવાદપૂર્વક ઉલ્લેખ કરી તેમનું ખણ્ડન કરો છો, ત્યારે તમારે વિષે પણ સર્વજગદ્વિરુદ્ધવાદિત્વ પ્રસરે જ. વળી, જગત્‌ને રજ્જુ ભુજઙ્ગની પેઠે અસત્ય, અપ્રતિષ્ઠિત અને અનીશ્વર કહેનારા જ ખરી રીતે જગદ્વિરુદ્ધવાદી છે. નહિ કે જગત્‌ને ઈશ્વરકર્મત્વે તાદ્રૂપ્યે સ્વીકારનારા અમે.

**(પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ કેવો હોય?)**

ઉત્તર—

હવે તમે જે આક્ષેપ કર્યો કે તમે કેવા? તે પણ સાંભળો—સર્વ વેદશાસ્ત્રમાં પ્રસિદ્ધ એવા સમ્પ્રદાયના અનુયાયી અમે છીએ. જ્યાં સુધી ભૂમણ્ડલમાં વેદવિભાગ છે, જ્યાં સુધી વર્ણવિભાગ છે, ત્યાં સુધી ચારે

વર્ણના અમિત શિષ્યોથી સમ્પન્ન, શિવાદિ સર્વ વૃન્દારકવૃન્દે જેના પદારવિન્દને વન્દન કરેલું છે એવા નન્દનન્દના ચરણનલિનના મિલિન્દ, વેદવ્યાસ, વિષ્ણુસ્વામી, શ્રીમદ્વલ્લભાચાર્યચરણના અનુચર, તેમની કૃપાથી વેદાદિના પ્રમાણના ઘોષવાળા પક્ષના પાતથી—તન્મૂલક (વેદમૂલક) સદ્યુક્તિના સમૂહની આંચવડે વિવિધ-વિષથી મહાન્ એવા દુર્વાદિ-સર્પના ભોગનું વિદલન કરવાની સાર્થકિત છે દ્વિજરાજ સ્વભાવ છે, જેમનો એવા, અત્યારના પણ અમારા આચાર્યચરણો-તે વલ્લભાચાર્યના ચરણરજને જ ધન માનનારા હોવાથી તેમની અનુકમ્પાથી વાદયુદ્ધમાં અવિકમ્પ એવા અમે શું તારા અજાણ્યા છીએ, કે એ રીતે કહે છે? અથવા હરિભક્તોપર કલિકાલને અનુકૂલ એવો આ તારો આક્ષેપ યુક્ત જ છે માધવીય આચારકાણ્ડના પ્રથમાધ્યાયના વ્યાખ્યાનમાં વિષ્ણુપુરાણનુ વાક્ય છે કે—

જ્યારે જ્યારે વેદમાર્ગને અનુસરનારા સત્પુરુષોની હાનિ થાય, ત્યારે ત્યારે સારા બ્રાહ્મણોએ કલિની વૃદ્ધિનું અનુમાન કરી લેવુ વેદવાક્યોપર પ્રીતિ ન રહે અને પાષણ્ડમાં રતિ થાય, ત્યારે ત્યારે કલિની વૃદ્ધિનુ અનુમાન ઉત્તમ બ્રાહ્મણોએ કરવુ

એ, ભલે હો તથાપિ અમારે એવા અકલ્યાણવાદો ન જ કહેવા તેમ વિતણ્ડથી શુષ્ક વૈર પણ ઉત્પન્ન ન કરવુ શાતાતપસ્મૃતિમાં કહ્યુ છે કે—

હમ્મેશા ભદ્ર જ બોલવુ શુષ્ક વૈર અને વિવાદ કોઈની સાથે કદી પણ કરવો નહિ

**સાતમાનો આઠમો પ્રશ્ન**
(છપ્પનમો પ્રશ્ન)

**"જે તમારો દ્વેષ કરે છે, તે મારો દ્વેષ કરે છે, જે તમને અનુસરે છે, તે મને અનુસરે છે, જે તમારી ઉપાસના કરે છે તે**

ઉત્તર—

તપ અને વ્રતાદિસહિત ભક્તિથી ભક્તોને વશ થયેલા ભક્તવત્સલ ભગવાન્ શિવાદીને કે જેઓ પરમભક્ત છે, આવા વાક્યો કહે તો તેમાં આશ્ચર્ય શુ? અર્જુનાદિ ભક્તોને પણ એમ જ કહ્યુ છે સિત્તોત્તેર નાડિયોની અન્દર હૃદયમાં રહેનાર પ્રભુની કૃપાથી આ

| | |
|---|---|
| મારી ઉપાસના કરે છે" ઇત્યાદિ વાક્યોનો અર્થ પણ કયી રીતે થાય તેનું તેનું વિવેચન કરો. | સાતમો પ્રશ્ન પણ આઠે અઙ્ગો સાથે સઘઃ મારાથી ઉત્તરિત છે. |



श्रीकृष्णाय नमः ।

श्रीमद्वल्लभाचार्यश्रीविट्ठलेश्वरचरणकमलेभ्यो नमः ।

# सत्सिद्धान्तमार्तण्डः ।



श्रीमद्बालमुकुन्दमिन्दुवदनं वृन्दावनानन्दिनं
वन्दे सुन्दरमेकमेव न परान्निन्दामि वृन्दारकान् ।
वर्तन्तामचिरन्तनादिविषदोऽनन्ता अनन्तातले
मन्तुं ते गणयन्तु माऽयमितरान्मूर्धा न नन्तुं क्षमः ॥ १ ॥

उद्दामदानवमदाऽनवदानदुःस्थयद्भूभारहारणविहारकृतावतारः ।
निष्पक्षभक्तपरिरक्षणदत्तदीक्षचक्रायुधोऽवतु चिरान्मथुराधिपोऽस्मान् ॥ २ ॥

सर्वाम्नायमयेन येन वहतान्तःपुण्डरीकेक्षणं
हृत्पद्मानि विकासितानि सुपथा व्यक्तीकृता हर्षिताः ।
हंसालोचनरोधिनः प्रमथिता वादाः प्रमादावहा
गोभिः कर्म सतां प्रवर्तितमसौ श्रीवल्लभाऽर्कोऽवतात् ॥ ३ ॥

सुरसार्थसेवनीयं श्रुत्युचितगुणं परप्रभावलयम् ।
सद्ब्रह्मसूत्रकलितं स्वाचार्याणां वपुर्वचश्च भजे ॥ ४ ॥

सदालिसेवितौ वन्दे परागमहितौ मृदू ।
अरविन्दरुचां चोरौ चरणौ विठ्ठलेशितुः ॥ ५ ॥

अथाऽस्ति भारतेऽस्मिन्वर्षे प्राच्योपान्तप्रान्तेषु ढुण्ढारो नाम विषयविशेषः । तस्मिंश्चाऽस्ति श्रीमद्रामचन्द्रकुलोद्भवतया पारम्परिकात्यन्तवैष्णवैरुपासनानिर्भरवशात् सर्वत्र सत्कार्येषु जानकीजानिं पुरस्कुर्वद्भिः सकलकलानिधितया सार्थकितराजभावैर्नृपालैः पाल्यमानं जयपुरं नाम नगरम् । तच्चेदानीं प्रशास्ति परमधर्मधुरीणो राजराजपदभाग्रामसिंहो नाम । तस्य च निकटे अस्ति कश्चिल्लक्ष्मणगिरिर्नाम शैवलक्ष्मणाऽन्वितो दण्डीति व्यपदिश्यमानः स्ववचसालं कलहंसतामुद्भाव्य प्रजाः सकलकलाः कुर्वन् जनविशेषः । यो हि—

कालानुकूलं कलयन् किलाऽविलंबलान्नृपालस्य मनोऽतिनिर्मलम् ।
सदा नवश्रीसहितश्च शैशवाद्रमेशमार्गेष्वधिकारितां गतः ॥ ६ ॥

तेनाऽधुनाऽमन्दनृपाश्रयात्तुन्दिलमदेन स्वच्छन्दतया स्वेच्छामात्रमूलांश्चतुःषष्टिप्रश्नान्विधाय वसुधावलये सर्वत्र तत्पत्रकं चतुरोऽपि प्रधानवैष्णवसाम्प्रदायिकान्प्रति

प्रेषितमिति किम्वदन्ती चिरेण सञ्चरन्ती उत्तराशाभरणमितो भवितेतीव वैश्रवणोपकण्ठमाससादेहमोहमयीपुरवास्तव्यानां समग्रोदग्रगुणस्तव्यानां श्रीमदाचार्यवंशमौक्तिकानां गोस्वामिनाम्। तेषु च—

श्रीवल्लभाचार्यकुलप्रदीपः समस्तदुर्वादतमःप्रमाथी।
सुवर्णसत्पात्रकृताऽऽश्रयो योऽक्षयिष्णुसत्स्नेहरसेन पूर्णः॥ ७॥

प्रज्वाल्य दारिद्र्यदशाममीषां प्रकाशमानः स्वकरप्रभावात्।
विवेकहेतुः सदसत्पथानां श्रीजीवनाख्यो जयति प्रधानः॥ ८॥

वेदान्तसाहित्यमुखाः सुविद्याः श्रिया समं यत्र कृताधिवासाः।
सापत्न्यभावादिव दर्शयन्ति प्रतिक्षणं स्वस्वगुणातिरेकम्॥ ९॥

सर्वदैव गुरोः कर्तुर्नित्यं सुरसभावनम्।
जीवस्य जीवनस्याऽपि नतो भेदः परस्परम्॥ १०॥

अथ स्फुरद्व्याकृतिलब्धकीर्तिर्नव्याकृतिः श्लाघ्यतमाऽस्ति यस्य।
परः स वेदान्तवनीमृगेन्द्रः श्रीगोकुलाधीश इति प्रसिद्धः॥ ११॥

तथाऽपरः श्रीयदुनाथनामा सदीक्षितो दुर्जनशिक्षणेषु।
पात्रं य एकं परमं मतीनामन्येऽप्यनन्येश्वरभक्तिमन्तः॥ १२॥

ते च सर्वेऽपि—

तदा तदाकर्ण्य जनाननागतं कुतश्चिदानाय्य तदत्र पत्रकम्।
श्रीजीवनेशोपवने समुत्सुकाः समेतमेतन्मिलिता व्यलोकयन्॥ १३॥

ततश्च—निरीक्ष्यासङ्गततरान् प्रश्नांस्ते नितरामिमान्।
पराहतोत्तरौत्सुक्याः क्षणमेकं व्यमर्शयन्॥ १४॥

पदवाक्यप्रमाणज्ञ आचार्यो जीवनाऽभिधः।
समाज्ञापयतिस्मेदं स मां तावत्पुरः स्थितम्॥ १५॥

विचित्रसंस्कृताः प्रश्ना विचित्रार्था इमे यतः।
विचार्यमाणा आचार्यमुखादर्हन्ति नोत्तरम्॥ १६॥

वैतण्डमण्डलीगण्डकण्डूपाण्डित्यखण्डिनः।
निपतन्ति नखा नैव हरीणां गिरिकागणे॥ १७॥

तस्मादस्माकमाज्ञातस्त्वमेषां नातिविस्तरात्।
वितरोत्तरमाम्नायादिप्रमाणैः प्रपूरितम्॥ १८॥

प्रायः सर्वं सुबोधार्थं नात्यन्तं तर्ककर्कशम्।
अन्वमोदन्त ते सन्त इमां श्रीजीवनोदितिम्॥ १९॥

अथो गुणवतीमेतां हेतुमामोदसम्पदाम् ।
सुमनोनन्दितां मूर्ध्ना मालामिव क्षमन्वहम् ॥ २० ॥
विद्वन्मणेर्घनश्यामात्स्वताताल्लब्धशास्त्रदृक् ।
गोवर्धनाभिधो लेखं यथामति समारभे ॥ २१ ॥
सत्पक्षपातिनो हंसा नूनं नालीकवल्लभाः ।
गुणं गृह्णत मा दोषं नीरक्षीरविवेकिनः ॥ २२ ॥

इति भूमिका ।

अष्टौ प्राधान्यतः प्रश्नाः कृतास्तत्राऽप्यवान्तराः ।
अष्टाष्टं प्रत्येकमित्थं चतुःषष्टिरिहोदिताः ॥ २३ ॥
सर्वांस्तान् क्रमशः प्रश्नान् सङ्ख्यानिर्देशपूर्वकम् ।
विलिख्यैकैकशस्तेषामत्रोत्तरमुदीर्यते ॥ २४ ॥
सङ्क्षिप्योत्तरसारार्थः कथ्यते कारिकात्मना ।
पूर्वं पुनः स एवार्थः सप्रमाणं प्रपञ्च्यते ॥ २५ ॥
अन्तेऽतीतार्थनिष्कर्षः पद्यैः सर्वत्र दृश्यते ।
सर्वेषूत्तरभागेषु प्रायेणाऽयं क्रमोऽत्र मे ॥ २६ ॥
क्वचित्प्रासङ्गिकोऽत्रार्थोऽनापृष्टोऽपि निरूपितः ।
स्वसिद्धान्तोपकाराय भाविप्रश्नाप्युत्तये ॥ २७ ॥

इति परिभाषा ।

किञ्चित्सविस्तरमिदं विफलं किल स्या-
　दित्थं विधाय सहसैव धियं न हेयम् ।
सन्तः परश्रमनिरर्थकताजिहीर्षा-
　वन्तः कृपालव इहाऽस्ति ममार्थनेयम् ॥ २८ ॥
किन्त्वेकवारमखिलं खलु नेत्रपात्रं
　कार्यं विचार्यमथ योऽत्र गुणश्च दोषः ।
व्यक्तीभविष्यति स दर्पणमर्पणीयं
　किं पाणिकङ्कणपरीक्षणकामनायाम् ॥ २९ ॥

---

## अथात्राष्टसु प्रधानप्रश्नेष्वाद्यः प्रश्नः

## (१) भक्तसम्प्रदायः कः तत्र सम्प्रदायशब्दस्य कोऽर्थः ?

### उत्तरम्

अथ श्रीहरिदासैर्यद्ब्रह्मरुद्रादिभिः सुरैः ।
पुरा प्रादुष्कृतं वेदाद्भेदाभेदादिभेदतः ॥ १ ॥

सम्यक् परम्पराप्राप्तं हरिमन्त्रादिकर्मकम् ।
सर्वप्रकर्षवद्दानं सम्प्रदाय इहोच्यते ॥ २ ॥

तथाहि—सम्प्रपूर्वाद्ददातेर्घञि आतो युक् चिण्कृतोरिति युकि निष्पन्नः सम्प्रदायशब्दः । तत्राऽस्य मन्त्रादिकर्मकदानस्य समुपसर्गोक्तं सम्यक्त्वं नाम भगवदाज्ञया तद्भक्तैर्जीवेषु पूर्णकरुणार्णवान्तःकरणैर्ब्रह्मरुद्रादिभिरनादिसिद्धवेदादुद्धृत्य प्रवर्तितत्वेन तच्छिष्यपरम्पराप्राप्तत्वम् । सम्प्रदायानां ब्रह्मादिप्रवर्त्तितत्वं तु भवतामपि सम्मतम् । यथा बृहदारण्यकभाष्यारम्भ आहुः शङ्कराचार्याः । "ॐनमो ब्रह्मादिभ्यो ब्रह्मविद्यासम्प्रदायकर्तृभ्यो वंशर्षिभ्यो नमो गुरुभ्य" इति । इदं च विशेषतः कियत्कालात्प्रवृत्त इत्यस्योत्तरे प्रपञ्चयिष्यते । प्रकृष्टत्वं चाऽस्य दानस्य वेदार्थकर्मकत्वादेव । तथाहि—धर्मब्रह्मणी एव काण्डभेदेन कृत्स्नस्य वेदस्य प्रमेयत्वादर्थः । धर्मब्रह्मप्रतिपादकापौरुषेयवाक्यस्यैव वेदत्वात् । तत्र सम्प्रदायेषु धर्मप्रदानं तु शिष्येभ्यः शिक्षणोपदेशादिद्वारा । "अजिज्ञासितमद्धर्मो गुरुं मुनिमुपाव्रजेदि"त्यादिषु; तदर्थं साम्प्रदायिकगुरूपसत्तेर्विहितत्वात् । धर्मदानस्य सर्वोत्कृष्टत्वं तु तत्र तत्र श्रुतिस्मृतिपुराणेषु प्रसिद्धमेव । अथ ब्रह्मप्रदानमपि तत्तन्महामन्त्रोपदेशद्वारा मननिदिध्यासनोपकृतश्रवणद्वारा च ।

तत्र, आथर्वणानां कैवल्योपनिषदि । "ॐ अथाश्वलायनो भगवन्तं परमेष्ठिनं परिसमेत्योवाच अधीहि भगवन् ब्रह्मविद्यां वरिष्ठां सदा सद्भिः सेव्यमानां निगूढां ययाऽचिरात् सर्वपापं व्यपोह्य परात्परं पुरुषमुपैति विद्वान् । तस्मै स होवाच पितामहश्च श्रद्धाभक्तिध्यानयोगादवेहि । न कर्मणा न प्रजया धनेन त्यागेनैकेनाऽमृतत्वमानशुरि"ति ।

गीतायाम्—

"भक्त्या त्वनन्यया शक्यः" । "भक्त्या लभ्यस्त्वनन्यया" ।

श्रीभागवते—

"प्रीयतेऽमलया भक्त्या हरिरन्यद्विडम्बनम्" । "भक्त्यैव तुष्टिमभ्येति विष्णुर्नान्येन केनचित्" इत्यादिभिः श्रौतस्मार्तपौराणवचनैर्भगवतो भक्तिमदेकलभ्यत्वश्रावणात्, भक्तत्वस्य च "एवं धर्मैर्मनुष्याणामुद्धवात्मनिवेदिनाम् । मयि सञ्जायते भक्तिः" । "भक्तिरुत्पद्यते पुंसाम् ।" "विना श्रीवैष्णवं धर्म प्रसादं सद्गुरोर्विना । विना श्रीवैष्णवीं दीक्षां कथं भागवतो भवेदि"त्यादिश्रीभागवतपाद्मादिवचनैर्वैष्णवमन्त्रोपदेशैकसाध्यत्वकथनात् मन्त्राणां च पाद्मगौतमीयतन्त्रादिषु "सम्प्रदायविहीना ये मन्त्रास्ते निष्फला मताः" इति सर्वथा सम्प्रदायैकसाध्यग्रहणकत्ववचनात् मन्त्रद्वारा ब्रह्मदानं सम्प्रदायेषु । अथ विविधोपनिषत्सूत्रगीतादिश्रावणद्वारा ब्रह्मप्रदानमपि एतदधीनम् । "तद्विज्ञानार्थं स गुरुमेवाभिगच्छेदि"ति नियमेन श्रवणस्य पारम्परिकगुरूपसत्त्येकसाध्यत्वश्रावणात् ।

श्रवणस्य मनननिदिध्यासनोपकृतस्य ब्रह्मसाक्षात्कारहेतुत्वं तु सतां राजमार्गेषु अनेकोपनिषड्डिण्डिमभिः सहस्रशो घुष्यत इत्यलम् । एवं ब्रह्मसाक्षात्कारहेतुत्वादेव सम्प्रदायपदार्थस्य सर्वदानेभ्यः प्रकृष्टत्वम् । अत एव याज्ञवल्क्यः स्वस्मृतौ ( अ० १ ) दानप्रकरणे विविधदानानि निरूप्य सर्वान्ते उपदेशादिद्वारकं सर्वफलभूतब्रह्मणः प्रदानं सम्प्रदायापरपर्यायं सर्वेभ्योऽप्यत्यन्तगरीयस्त्वेनाह ( श्लो० १५ )—

"सर्वधर्ममयं ब्रह्म प्रदानेभ्योऽधिकं यतः । तद्ददत्समवाप्नोति ब्रह्मलोकमविच्युतम् ।

नचाऽत्र ब्रह्मशब्देन वेदमात्रं शङ्क्यम् । ब्रह्मशब्देन परमात्मनोऽपि स्मृतिषु व्यवह्रियमाणत्वात् । एतदग्रे श्राद्धप्रकरणे श्राद्धार्हब्राह्मणेषु वेदविद्भ्यः पार्थक्येन श्रोत्रियो ब्रह्मविद्युवेति परमात्मज्ञानिनो गणनेन तद्वदत्रापि ब्रह्मशब्दस्य परमात्मपरत्वावगमाच्च ।

अत एव द्वितीयाध्याये मनुरपि ( श्लो० १४० )—

"उपनीय तु यः शिष्यं वेदमध्यापयेद्द्विजः" इत्यादिना सम्पूर्णवेदवेदैकदेशाध्यापकादीन्निरूप्य, सर्वान्ते ( श्लो० ४४ )—

"य आवृणोत्यवितथं ब्रह्मणा श्रवणावुभौ । स माता स पिता ज्ञेयस्तं न द्रुह्येत्कदाचने"ति

सर्वाधिकतया प्रदातुरुत्कर्षमुखेन ब्रह्मदानस्यैव सम्प्रदायत्वनिर्वाहकं प्रकर्षं ब्रूते । कौथुमीयानां सांहित्युपनिषदि तृतीयखण्डे चेदं स्फुटम् । तदिह याज्ञवल्क्यवचने ब्रह्मशब्देन परमात्मा ।

अथ चास्तु वेदोऽपीह ब्रह्मशब्देन तत्रात्सङ्गृहीतः । परमात्मदानस्याऽपि उपनिषदादिरूपवेदोपदेशद्वारकत्वात् ।

तथा सम्वर्तस्मृतावपि ( श्लो० ४३ )—

"दानं च विधिना देयमशुभान्तकरं शुभमि"त्यादिना दाननिरूपणमुपक्रम्य कियन्ति दानानि निरूप्य ( श्लो० ५१ )—

भूताभयप्रदानेन सर्वकामानवाप्नुयादि"त्यादिना सर्वेभ्यो दानेभ्योऽस्य प्रकर्ष उक्तः । अतिप्रशंसितमभयदानं चेदं ब्रह्मप्रापणरूपमेव । सर्वथा भयाभावस्य तदेकसाध्यत्वमिति श्रुतिसिद्धान्तात् ।

अत एव तृतीयस्कन्धसप्तमाध्याये ( श्लो० ४० )—

"सर्ववेदाश्च यज्ञाश्च तपोदानानि चानऽघ । जीवाभयप्रदानस्य न कुर्वीरन् कलामपी"ति मैत्रेयं प्रति तत्त्वजिज्ञासोर्विदुरस्य वचने ब्रह्मप्राप्तिहेतुतत्त्वोपदेशद्वारकमेव जीवाभयप्रदानं श्रीधरस्वामी व्याचष्टे ।

एवमेव, "वारिदस्तृप्तिमाप्नोति सुखमक्षय्यमन्नदः" इत्यादिना दानेषु देयविशेषेण

फलविशेषं वदन्मनुः सर्वदानान्ते, "ब्रह्मदो ब्रह्म शाश्वतम्। सर्वेषामेव दानानां ब्रह्म-दानं विशिष्यत" इति सर्वदानापेक्षया अस्य दानस्य सम्प्रदायत्वनिर्वाहकं प्रकर्षमाह।

तथा, माधवकृतायां पराशरव्याख्यायां प्रथमाध्याये (श्लो० ३७ व्याख्याने) भविष्योत्तरे—"आर्त्तानामन्नदानं चे"त्याद्युपक्रम्य, "सुवर्णं याजकानां च विद्यां चैवोर्ध्वरेतसाम्। कन्यां चैवानपत्यानां ददतां गतिरुत्तमे"ति। विद्या ब्रह्मप्रापिका उपनिषन्महामन्त्रादिरूपा। ऊर्ध्वरेतसां ब्रह्मचारिप्रभृतीनां त्रयाणाम्। विद्याशब्दस्येदृशार्थकत्वं तु "यदेव विद्यया करोती"त्यादिषु प्रसिद्धम्। न चैवं गृहस्थस्य सम्प्रदायानधिकारः शङ्क्यः। ऊर्ध्वरेतस्सु विद्यादानस्य शीघ्रं मोक्षरूपफलसम्पत्त्या दातुः फलाधिक्यमित्येव वचनतात्पर्येण; इतरत्र तद्दाननिषेधासिद्धेः सर्वाश्रमेष्वपि सम्प्रदायावश्यकत्वं च विस्तरात् किमाश्रमनिष्ठ इति प्रश्नस्योत्तरे निरूपयिष्यामः।

एवमार्त्तादिषु अन्नादिदानस्यापि फलाधिक्यमेव विवक्षितम्। अन्यथा अनार्त्तादिषु तद्दाननिषेधप्रसङ्गात्।

एवमत्रिस्मृतावपि (श्लो० ३१६)—

"क्षौमजं वाऽथ कार्पासमि"त्यादिना दानानि निरूप्य, सर्वान्ते (श्लो० ३२८)—"सर्वेषामेव दानानां विद्यादानं ततोऽधिकम्। पुत्रादिस्वजने दद्याद्विप्राय च विकैतवे।

"सकामः स्वर्गमाप्नोति निष्कामो मोक्षमाप्नुयादि"ति

फलोत्कर्षकथनेन ब्रह्मविद्यादानापरपर्यायस्य सम्प्रदायस्य तत्त्वनिर्वाहकः सर्वापेक्षया प्रकर्षो दर्शितः।

एतन्मूलभूतां श्रुतिमपि मधुविद्यान्ते छन्दोगा आमनन्ति (अ० ३ खंड ११)—

"तद्धैतद्ब्रह्मा प्रजापतय उवाच प्रजापतिर्मनवे मनुः प्रजाभ्यस्तद्धैतदुद्दालकायारुणये ज्येष्ठाय पुत्राय पिता ब्रह्म प्रोवाच इदं वाव तज्ज्येष्ठाय पुत्राय पिता ब्रह्म प्रब्रूयात् प्राणाय्याय वान्तेवासिने नान्यस्मै कस्मैचन यद्यप्यस्मा इमामद्भिः परिगृहीतां धनस्य अन्तेपूर्णां दद्यादेतदेव ततो भूय इत्येतदेव ततो भूय इती"ति। प्राणाय्याय योग्याय वासिने शिष्याय।

इहापि सम्प्रदायपदघटकसमुपसर्गार्थनिर्वाहिकां परम्परामुक्त्वा प्रशब्दार्थभूतः सर्वदाननिरूपितः प्रकर्षोऽपि धनपूर्णसमुद्रान्तपृथ्वीदानादपि भूयस्त्वकथनेन दर्शितः।

बृहस्पतिस्मृतौ "इष्ट्वा क्रतुशतं राजा समाप्तवरदक्षिणम्। भगवन्तं गुरुश्रेष्ठं पर्यपृच्छद्बृहस्पतिम्। भगवन् केन दानेन सर्वतः सुखमेधते। यदक्षय्यं महार्थं च ततो ब्रूहि महातप" इत्यक्षय्यमहार्थदानविषयप्रश्ने सति—

"एवमिन्द्रेण पृष्टोऽसौ देवदेवपुरोहितः। वाचस्पतिर्महाप्राज्ञो बृहस्पतिरुवाच है"-त्युपक्रम्य, भूम्यादिदानप्रशंसानन्तरमुच्यते—

"त्रीण्याहुरतिदानानि गावः पृथ्वी सरस्वती । तारयन्तीह दातारं जपवापनदोहनै-रि"ति सरस्वतीदानमुक्तम् । इदमेवोत्तममन्त्रोत्तमशास्त्रविषयकं पारम्परिकं चेत्सम्प्र-दायशब्दवाच्यं भवति । इदं चैतन्मूलभूतायां कौथमीयानां सांहित्योपनिषदि तृतीय-चतुर्थखण्डविचारेण स्फुटीभवति । इदं वाक्यं च तत्रैव चतुर्थखण्डे "नरकादुद्धरन्त्येते जपवापनदोहनादि"त्युत्तरार्द्धपाठभेदेन दृश्यते । एवमितराण्यपि अर्थतः सम्प्रदायो-त्कर्षबोधकानि वचनानि तत्र तत्र स्मृतिपुराणादिषु द्रष्टव्यानि । तस्मात्परम्पराप्राप्तत्वेन समीचीनं भगवन्मन्त्रादिकर्मकतया मोक्षसाधकत्वेन सर्वेभ्यः प्रकृष्टं उपदेशरूपं सुन्म-न्त्रादिदानमेव सम्प्रदायशब्दार्थः ।

नन्वेवमपि नाऽस्य दानत्वं युक्तम्, स्वस्वत्वनिवृत्तिपूर्वकपरस्वत्वोपपादनस्यैव दान-त्वात् । इह च शिष्येभ्य उपदिष्टे मन्त्रादौ गुरोः स्वत्वनिवृत्त्यभावात् तन्निवृत्त्यङ्गीकारे च स्वयं तज्जपकरणस्य शिष्यान्तराय तद्दानस्य चाऽसम्भवापत्तेः । मन्त्रादेः सुवर्णादिवद्धस्ते दातुमशक्यत्वाच्चेति चेन्मैवम्, धर्मशास्त्रे हि स्वकपोलकल्पितयुक्तिं विहाय व्यवस्थामात्रं शास्त्रानुसारेणैव कर्त्तुमुचितम्, शास्त्रं चास्य स्पष्टमेव दानत्वं निरूपयति पूर्वोपन्यस्त-वचनेभ्यः । अतोऽत्र गुरोर्मन्त्रादिषु स्वस्वत्वनिवृत्त्यभावेऽपि तेषूपदेशद्वारा परस्वत्वो-पपादनरूपमेव दानमित्यादरणीयम् ।

अत एवाचाराध्याये दानप्रकरणे ( श्लो० १५ )—

"सर्वधर्ममयं ब्रह्म प्रदानेभ्योऽधिकं यत"इत्यस्य व्याख्याने विज्ञानेश्वरः । अत्र च ब्रह्मदाने परस्वत्वापादनमात्रं दानम् । स्वत्वनिवृत्तेः कर्त्तुमशक्यत्वादित्याह ।

यत्तु, शङ्कितं हस्ते दातुमशक्यत्वान्नास्य दानत्वं युक्तमिति तत्राप्युत्तरं तत्रैव ( श्लो० १४ )—

"यानं वृक्षं प्रियं शय्यामि"त्यस्य व्याख्याने प्रियपदेन धर्मस्यापि प्रदेयत्वं व्याख्या-याह स एव । नच हिरण्यादिवद्धस्ते दातुमशक्यत्वात् धर्मस्य दानासम्भवः । भूमिदाना-दावपि समानत्वात्, स्मृत्यन्तरेऽपि धर्मदानश्रवणादिति । अतः पारम्परिकत्वात् सम्य-ङ्मोक्षदातृत्वात् प्रकृष्टं मन्त्रादिदानमेव सम्प्रदायशब्दस्यार्थ इत्यत्र न कोऽपि शङ्काव-काशः । नन्वेवमपि योगबलात्समीचीनप्रकृष्टदानत्वमेव सम्प्रदायशब्दशक्यतावच्छेदक-मित्यवच्छेदकावच्छेदेनैव तादृशशब्दप्रवृत्तिसम्भवेऽपि पारम्परिकत्वावच्छिन्नमन्त्राद्यु-पदेशत्वमेव तदवच्छेदकमित्यवच्छेदकसङ्कोचस्तादृशशक्तिग्राहकमानशून्यत्वादयुक्त इति चेत्, मैवम्; । ( कां० ३ व० २ श्लो० ७ )—

अथाऽऽम्नायः सम्प्रदाय इत्यमरोक्तेरेव शक्तिग्राहकत्वात् । अत्रैव रामाश्रम्यमरविवे-कादिषु तट्टीकासु द्वे परम्परागतगुरुसदुपदेशस्येति व्याख्यानस्याऽपि तथात्वाच्च । अत्र परम्पराऽऽगतत्वं सम्मुपसर्गार्थः । सत्त्वं च प्रोपसर्गार्थ इति तु दर्शितं प्राक् । शक्ति-

ग्राहकाणि हि, व्याकरणोपमानकोशाप्तवाक्यव्यवहारवाक्यशेषविवृत्यादीनि । तत्र व्याकरणमुपन्यस्तं कोशश्चोपन्यस्तः । आप्तवाक्यानि च मुण्डकभाष्यभावार्थदीपिकादिषु विद्यासम्प्रदायकर्तृत्वपारम्पर्यलक्षणसम्बन्धमादावेवाहेति सम्प्रदायानुरोधेन "पौर्वापर्यानुसारत" इत्यादीनि शङ्कराचार्यश्रीधरस्वाम्यादिवचनरूपाणि प्रसिद्धान्येव । व्यवहारश्च अयं विष्णुस्वामिसम्प्रदायोऽयं रामानुजसम्प्रदाय इत्यादिरूपः सर्वजनीन एव । उक्तस्थलव्याख्यासुधाप्रभृतिषु अनेकग्रन्थविवृतिषु चेदं स्फुटमेवेति नास्य शक्तिग्रहे संशयलेशोऽपि । तस्माद्योगरूढोऽयं सञ्ज्ञाशब्दः । सम्प्रदायशब्दस्य उक्तार्थानुरोधेन भावार्थघञन्तत्वं तु व्याख्यासुधादिषु भानुदीक्षितादयो बहवो व्याचख्युः । अन्ये तु सम्प्रदीयत इति व्युत्पत्तिं वदन्तः कर्मणि घञं द्योतयन्ति । परे च करणव्युत्पत्तिमाहुः, स तु ल्युटा बाधाद् दुर्लभो बाहुलकाद्यगतिकगतिसाध्यश्चेत्युपेक्षन्ते प्राञ्चः ।

किञ्च, तथासति, सम्प्रदीयमानस्य मन्त्रादेरेव सम्प्रदायत्वं सिद्धमिति "सम्प्रदायविहीना ये मन्त्रास्ते निष्फला मताः" इत्यादिविरोधः । ब्रह्मरुद्राद्याचार्याणां तत्तत्सम्प्रदायकर्तृत्वव्यवहारविरोधश्च । क्वचिदुपदेशविषयवस्तुन्यपि सम्प्रदायपदव्यवहारस्तु कर्मतया शक्यसम्बन्धाल्लाक्षणिकः । "त्रीण्याहुरविदानानि गावः पृथ्वी सरस्वती"-त्यादिवत् । तस्मादुक्त एव सम्प्रदायशब्दार्थः सर्वसम्मतः सम्यगिति भाति । करणव्युत्पत्त्यादिप्रत्याख्याने तु नाऽस्माकं निर्बन्धः ।

नन्वेवमपि सम्प्रदायशब्दार्थकथनस्य प्रक्रान्तत्वात् कारिकायां हरिमन्त्रादिकर्मकमिति कथनमयुक्तम् । शैवादिसम्प्रदायेष्वपि सम्प्रदायशब्दव्यवहारात्, तत्र तत्त्वाभावाच्चेति चेन्नैष दोषः । प्रश्ने भवत्सम्प्रदायस्तत्र सम्प्रदायशब्दस्य कोऽर्थ इति भवत्सम्प्रदायपदोपात्तं वैष्णवसम्प्रदायमेव तत्रेति सर्वनाम्ना परामृश्य तदर्थस्यैवानुयुक्तत्वेन तल्लक्षणस्यैव वक्तव्यत्वात् ।

अपरे तु, शैवादिमतेषु सम्प्रदायशब्द औपचारिक एव । परम्परया वैष्णवसम्प्रदायप्रवेशहेतुत्वात् । यथाह ब्राह्मे समाप्तिदशायां मायानुकीर्तनाध्याये व्यासः ।

"अन्यदेवेषु या भक्तिः पुरुषस्येह जायते ।
कर्मणा मनसा वाचा तद्गतेनान्तरात्मना ॥
तेन तस्य भवेद्भक्तिर्यजने मुनिसत्तमाः ।
स करोति ततो विप्रा भक्तिं चाग्नेः समाहितः ॥
तुष्टे हुताशने तस्य भक्तिर्भवति भास्करे ।
पूजां करोति सततमादित्यस्य ततो द्विजाः ॥
प्रसन्ने भास्करे तस्य भक्तिर्भवति तत्त्वतः ।
सेवां करोति विधिवत् स तु शम्भोः प्रयत्नतः ॥

तुष्टे त्रिलोचने तस्य भक्तिर्भवति केशवे ।
सम्पूज्य तं जगन्नाथं वासुदेवाख्यमव्ययम् ॥
ततो भुक्तिं च मुक्तिं च स प्राप्नोति द्विजोत्तमः" इति ।

तस्मान्मुख्यतया सम्प्रदायशब्दप्रवृत्तिर्वैष्णवसम्प्रदायेष्वेवेत्यप्याहुः ।

तस्मात्—

सम्यक् प्रकृष्टं दानं स मन्त्रादेः श्रुतिमूलकम् ।
इत्यर्थः सम्प्रदायेति शब्दस्योक्तः पुरातनैः ॥ १ ॥

---

## अथास्यैव प्रश्नस्यावान्तरप्रश्ना अष्टौ ।

### तत्राद्यः प्रश्नः

### कतिभेदाः (१)

#### उत्तरम्

(प्रश्नार्थे विकल्प)

किमयं सम्प्रदायत्वव्याप्यविभाजकतावच्छेदकधर्मविशिष्टविशेष्यकसङ्ख्याप्रकारकः प्रश्नः, आहोस्विद्वैष्णवसम्प्रदायत्वव्याप्यविभाजकतावच्छेदकधर्मवद्विशेष्यकसङ्ख्याप्रकारकः ?

(आद्यपक्षे उत्तरम्)

तत्राद्ये, वैष्णवहैरण्यगर्भशैवप्रभृतयोऽनन्ता एव, ते शास्त्रे लोके च तत्र तत्र प्रसिद्धाः ।

(द्वितीयपक्षे उत्तरस्य कारिका)

अथ द्वितीयश्चेदुच्यते—

चतुर्भुजभुजच्छायाव्यवसायात्सुनिर्भयाः ।
सम्प्रदायास्तु चत्वारो महामायाभयापहाः ॥ १ ॥
रुद्रेण भगवत्पत्न्या ब्रह्मणा सनकादिभिः ।
एतैश्चतुर्भिराचार्यैर्जगदुद्धारकारणैः ॥ २ ॥
समुद्रशायिनः स्वान्तःशायितातिदयाम्बुधेः ।
प्रभोः सकाशात् सम्प्राप्य प्रकाशं गमिताः पुरा ॥ ३ ॥
द्वापरान्ते हरीच्छातो मतैः कापालिकादिभिः ।
बौद्धैश्चाब्रह्मवादैश्च दैवैस्ते शिथिलीकृताः ॥ ४ ॥
श्रीविष्णुस्वामिभी रामानुजैर्माध्वाभिधैस्तदा ।
निम्बार्कैश्चावतीर्णैस्ते भूय एव समर्थिताः ॥ ५ ॥

